# મોતાળા ( મૌક્તિક ) બ્રાહ્મણ પ્રથમ પરિષદનો

# ટુંક હેવાલ.

---

છાપી પ્રસીદ્ધ કરનાર -

**ઠાકોરલાલ છોટાલાલ મહેતા.**

મૌક્તિક પ્રથમ પરિષદ મંડળના મંત્રી,

૨૧૮, કાલકાદેવી રોડ, મુંબઈ.

---

સંવત ૧૯૭૪ ] [ સને ૧૯૧૮.

# મોતાળા (મૌક્તિક) બ્રાહ્મણ પ્રથમ પરિષદનો

# ટુંક એહવાલ.

---

છપાવી પ્રસીદ્ધ કરનાર –


**ઠાકોરલાલ છોટાલાલ મહેતા**

મૌક્તિક પ્રથમ પરિષદ મંડળના મંત્રી,

૧૧૪, કાલબાદેવી રોડ, મુંબઈ.


---


સંવત ૧૯૭૪] [સને ૧૯૧૮

# प्रथम मोताळा (मौक्तिक) ब्राह्मण परिषद्.

આપણા સમસ્ત મોતાળા બ્રાહ્મણોની પ્રથમ પરિષદની પહેલી બેઠક તા૦ ૩૦મી માર્ચ સને ૧૯૧૮ ને શનિવારે મુંબઇ મુકામે હિરાબાગમાં રાતના સ્ટા. ટા. ૭ વાગે મળી હતી. પ્રમુખસ્થાન સરસના વતની રા. રા. પાર્વતીશંકર મણીશંકર ભટ્ટે શોભાવ્યું હતું.

આશરે ૧૨૫ ગૃહસ્થો હાજર હતા. બહાર ગામથી પ્રમુખ મહાશય, રા. રા. ભોગીલાલ ધીરજરામ લાલા તથા રા. રા હરપ્રસાદ નારૂશંકર મહેતા વગેરેની મંડળી આવી હતી. સરસ, ઓરપાડ અને મોતામાં તે વખતે મરકી સખ્ત ચાલતી હોવાથી લોકસમુહનો મ્હોટો ભાગ ઝુંપડામાં રહેતો હોવાથી કોઇ આવી શકયું નહોતું, પરંતુ સહાનુભુતિ દર્શકપત્રો ઘણી જગ્યાએથી આવ્યા હતા. મુંબઇમાં રહેતા મોતાના જ્ઞાતિબાંધવો પૈકી તેજ દિવસે મોતાના એક ગૃહસ્થનું અત્રે મરણ થવાથી, કેટલાક આવી શકયા નહતા.

શરૂઆતમાં સન્માનકારિણી સભાના મંત્રી પૈકી રા. રા. મુગટલાલ જયકૃષ્ણ ભટ્ટે, આમંત્રણ પત્રિકા વાંચી, રા. રા. ઝીણાભાઈ પાર્વતી-શંકર જોશીને જ્ઞાતિબંધુઓનું સ્વાગત કરવા સૂચવવાથી તેમણે સન્માન-કારિણી સભા તરફથી સ્વાગત કર્યું હતું. બાદ રા. રા. ભોગીલાલ ધીરજરામ લાલા બી. એ. એલએલ. બી., એમણે રા. રા. પાર્વતીશંકર ભાઈએ પ્રમુખસ્થાન લેવું એ દરખાસ્ત મૂકી હતી, જેને રા. રા. અમૃતરાય ગંગાધર શુકલ તથા રા. રા. હરિપ્રસાદ નારૂશંકર મહેતા તરફથી અનુમોદન મળતાં, પ્રમુખે પ્રમુખસ્થાન લીધું હતું.

પ્રમુખ મહાશયે ત્યારબાદ ઘણુંજ અસરકારક અને વિદ્વત્તાભર્યું ભાષણ કર્યું હતું જે આશરે એક કલાક ચાલ્યું હતું. ત્યારબાદ વિષય નિર્ણાયક મંડળ (Subjects Committee)ની ચુંટણી થઈ હતી અને બીજા દિવસે બપોરના ૧-૩૦ કલાકે પરિષદની બીજા દિવસની બેઠક મળશે એમ પ્રમુખ તરફથી જણાવ્યાબાદ પહેલા દિવસની બેઠક મુલત્વી થઈ હતી.

બીજા દિવસની બેઠકનું કામકાજ તા૦ ૩૧ માર્ચ ૧૯૧૮ રવિવારને રોજ બપોરે ૨-૩૦ વાગે શરૂ થયું હતું ૧-૩૦ ને અમલે વિષય નિર્ણાયક મંડળની સભા મળેલી જેમાં ઠરાવો નક્કી થયલા તે પરિષદ આગળ રજુ થયેલા અને તે સર્વાનુમતે પસાર થયેલા જે ક્રમવાર પાછળ આપ્યા છે.

ત્યારબાદ કેટલાક ગૃહસ્થો તરફથી જ્ઞાતિ ઐકય બાબત ઉદ્દગારો જણાવાયલાને છેવટમાં પ્રમુખનો તથા હિરાબાગના માલિકોનો ઉપકાર માની પરિષદનું કામ ખલાસ કરવામાં આવ્યું હતું.

એકંદર રીતે પ્રથમ પરિષદની બેઠક ધારવા કરતાં વધારે ફતેહમંદ નીવડી હતી.

પ્રતિનિધિ તથા સન્માનકારિણી મંડળના સભ્યો તરીકે જે ગૃહસ્થો આ પરિષદમાં દાખલ થયા હતા તેઓનો વ્યવસ્થાપકો ઉપકાર માને છે. આ ગૃહસ્થોના મુબારક નામ પાછળ આપ્યાં છે.

સ્વયંસેવકો સારી સંખ્યામાં હાજર હતા અને કાળજીપૂર્વક જે કાર્ય કર્યું હતું તેમનો પણ અત્રે ઉપકાર માનીએ છીએ. સ્વાગત મંડળ તરફથી રા. ઝીણાભાઇના ભાષણનો ટુંક સાર નીચે મુજબ છે:—

પ્રમુખ મહાશય તથા અન્ય બંધુઓ,

હું આપની સમક્ષ સ્વાગત મંડળના પ્રમુખ તરીકે નહી, પણ સ્વાગત મંડળ તરફથી, આપ અને મંડળનો સંબંધ, યજમાન અતિથી જેવો છે તે સંબંધને લઈ આપનું સ્વાગત કરવા આપ સમક્ષ ઉભો છું. અને એ મંડળનો મ્હને આ કાર્ય સોંપવાથી હું રૂણી છું. આ કામ સાધારણ રીતે સ્વાગત મંડળના પ્રમુખનું છે પણ તેના અભાવે આપનું સ્વાગત નહિ થાય એમતો નજ બને અને તેટલા માટે તે કામ મ્હારે શીરે આવ્યું છે. હું વિદ્વાન ન હોવાથી મ્હારા કાર્યમાં કાંઈક ન્યુનતા લાગશે પણ આપ તે માટે ક્ષમા કરશો એમ આશા છે. પરિષદ માટેની આમંત્રણ પત્રિકા વંચાઈ પરિષદનો ઉદ્દેશ આપણી જ્ઞાતિની શારિરીક, આર્થિક, ધાર્મિક તથા માનસિક ઉન્નતિ કરવાનો છે અને તેમ કરી આપણા જ્ઞાતિબાંધવોને બ્રાહ્મણ તથા હિંદી તરીકે યોગ્ય જીવન ગાળવાને પ્રવૃત્ત કરવાનો છે. પરિષદ ખરી રીતે જોતાં જ્ઞાતિ તરફના

પ્રેમે બોલાવી છે, તેજ પ્રેમથી આપણે મળ્યા છીએ, અને એ પ્રેમથીજ આપણે જ્ઞાતિઉન્નતિ કરશું અર્થાત પ્રેમ એજ યજમાન અને અતિથી છે, તો પછી આપના સ્વાગતની શી જરૂર છે? પણ પ્રાચીન શિષ્ટાચાર છે અને ધર્મ છે કે યજમાને અતિથિનો સત્કાર કરવો જોઇએ, અને તે નિયમાનુસાર આપ જે આટલી અગવડો હોવા છતાં અત્રે પધાર્યા છો તે માટે આપનો ઉપકાર માનું છું. હાલમાં યુરોપમાં યુદ્ધદેવીનું ખપ્પર ઘણા જોશથી ચાલે છે, એમાં યુદ્ધદેવી કોને માળા અર્પણ કરશે તેને માટે શંકાને સ્થાન નથી. આ ધર્મયુદ્ધ છે અને જેની બાજુમાં ધર્મ તેનો જય. આપણા માયાળુ બ્રીટીશ સરકાર, નબળાનો બચાવ કરવા તેમનો સત્ય માટે પક્ષ લઇ, લડાઈમાં ઉતર્યા છે એટલે તેનોજ જય છે એ નિઃસંશય છે. લડાઈ ઉપરાંત મરકીએ હિંદુસ્થાનમાં તેમાં મુખ્ય આપણા દેશની કુસુમવાટીકા જેવી ગુજરાતમાં કેર વર્તાવ્યો છે. એ સપાટામાં આપણા ત્રણે ગામો પણ સપડાયલા, પણ ઈશ્વરકૃપાથી સરસ અને બોતા અક્ષત રહ્યા. જયારે ઓરપાડમાં મ્હોટા પ્રમાણમાં સ્વજ્ઞાતિજનો મરકીના ભોગ થઈ પડયા. ત્રણે ગામોમાં ઘણાજ કારી મૃત્યુ થયાં છે એ સર્વેના સ્નેહી સંબંધી તરફ આપણી પરિષદ પોતાની દીલસોજી જાહેર કરે છે.

મરકીના સબબે ઘણા ગૃહસ્થો બહાર રહેતા હોવાથી પરિષદમાં ભાગ લઇ શકયા નથી. જે વખતે પરિષદ માટેના દિવસો નક્કી થયા તે વખતે એમ ધારેલું કે પરિષદ ભરાશે એ અરસામાં ઈશ્વર ઈચ્છાથી બધું અનુકૂળ થશે, અને બધું કામકાજ તે મુજબ નકી થયલું હોવાથી હમો ગામના લોકની સગવડ પ્રમાણે દિવસો લંબાવી શકયા નથી તોપણ આ પરિષદ છેલ્લી નથી અને હવે પછીની પરિષદમાં ગામવાસી બંધુઓ ભાગ લેશે એમ ઇચ્છીશું.

કેટલાકો તરફથી એમ કહેવામાં આવે છે કે પરિષદ આપણા ગામ પૈકી કોઈ ગામમાં ભરવી જોઈતી હતી. જવાબમાં જણાવવાનું કે મુંબઇમાં બોલાવવાના કેટલાક ખાસ કારણો છે. મુંબઇ જો કે પ્રાચીન શહેર નથી પણ વિસ્તારમાં, કળા કૌશલ્યમાં, શ્રીમાં, સંપત્તિ વગેરેમાં પહેલે નંબરે તથા બ્રીટીશ સામ્રાજયમાં બીજે નંબરે છે એ પહેલું કારણ. બીજું આપણી જ્ઞાતિને મુંબઇ સાથે ઘણા જુના વખતથી સંબંધ છે. આપણા લોકોની પ્રવૃત્તિનુ સ્થળ મ્હોટે ભાગે મુંબઇજ છે; આપણી

જ્ઞાતિનો મ્હોટો ભાગ મુંબઈ રહે છે. અને વળી આપણા સ્વજ્ઞાતિ બંધુઓ પૈકી કેટલાક મુંબઇમાં મીલકતવાળા થયા છે એટલે મુંબઇ સાથે આપણો માતૃભૂમિ જેટલોજ સંબંધ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ત્રીજુ કારણ દરેક જ્ઞાતિમાં કંઇપણ સ્ફુર્તિ અથવા જાગૃતિ આવી હોય તો તે મુંબઇ સાથેના તેના સંબંધને આભારી છે. મુંબઈ જનસમાજકલ્યાણીની અનેક પ્રવૃત્તિની તેમજ આધુનિક કાળના મહાન નરો જેવા કે દાદાભાઇ નવરોજજી તથા ફીરોઝશાહ મહેતાની જન્મભૂમિ છે. પ્રથમ પરિષદને માટે ત્રણે ગામોનો સ્વજ્ઞાતિબંધુઓના અરસપરસ સહવાસની જે જરૂર છે તે અહીંજ મળી શકે એમ છે, તથા એવી બીજી સગવડો ધ્યાનમાં રાખી પ્રાથમિક પરિષદ માટે મુંબઇજ સ્થળ પસંદ કરવામાં આવ્યું છે તો તે અયોગ્ય નહિ ગણાશે.

અત્રે આપણી જ્ઞાતિની સ્થિતિનું કંઇક અવલોકન કરૂં તો તે અસ્થાને નહીં ગણાય. આપણી જ્ઞાતિ શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક, તથા આર્થિક સ્થિતિમાં અધોગતિને પામતિ જાય છે અને જો એનો વિચાર કરી યોગ્ય ઉપાય નહી યોજવામાં આવે તો તેનો લય થશે એમ લાગે છે.

આપણે પ્રથમ શારિરીક સ્થિતિ તપાસીએ. હિન્દસંરક્ષક સૈન્યમાં (India Defence Force) જો આપણી જ્ઞાતિના યુવકો જોડાવા ઇચ્છે તો ભાગ્યે પાંચ યુવાન દાખલ થઈ શકે. કોઇ યુરોપીય ગ્રહસ્થના કપોલ પ્રદેશને ખુરશીના સાધન વગર આપણાથી પહોંચાય નહી એવા આપણે વામનજી છીએ આ સ્થિતિનું કારણ તપાસીશું તો તરતજ માલમ પડશે કે આ સ્થિતિ મ્હોટે અંશે બાળલગ્નો તથા બાલ્યાવસ્થામાં વરવધુનો અભિયોગ છે. મ્હારી સરસની ન્યાતમાં પચાસ વર્ષની સૌભાગ્યવતિ સ્ત્રી એકાદજ હશે. ચાલીસ વર્ષની સૌભાગ્યવતી બે પાંચ હશે. એટલે કે સૌભાગ્યવતીના મરણનું પ્રમાણ વિશેષ છે. આપણામાં વિધવા વધારે છે અને વિધવાનું આયુષ્ય પ્રમાણ પણ વિશેષ આવે છે. એનું કારણ એજ છે કે વિધવા શિયળવતી છે બ્રહ્મચર્ય પાલન કરે છે. અને શરિરદમન કરવા છતાં શારીરિક સંપત્તિ સારી છે એનું કારણ એજ કે તેમને વ્યય નથી જ્યારે સૌભાગ્યવતિ બાલ્યાવસ્થામાંજ સંસાર યાત્રામાં પડે છે અને પાંચ દશ વર્ષે કાળને શરણ થાય છે કારણકે સંગ્રહ ના કરતાં વ્યય વધારે છે.

જ્યાં શારીરિક સ્થિતિ આવી છે ત્યાં માનસિક સ્થિતિ કેવી છે તેની કલ્પના સ્હજ થઇ શકે એમ છે.

હવે નૈતિક તથા ધાર્મિક સ્થિતિ અવલોકીશું. જ્યાં યુવકો બાળક વયમાંજ પિતા થાય છે, જ્યાં યુવતીઓ કન્યાકાળમાંજ ગર્ભ ધારણ કરે છે અને માતા થાય છે, જ્યાં પુત્રની માતા પિતા તરફ તથા માતા પિતાની પુત્ર તરફ શું ફરજ છે તે સમજવાનો કાળ પ્રાપ્ત થાય તે અગાઉ આપણા યુવાનોપર એવડી ફરજ પડે છે ત્યાં નૈતિક તથા ધાર્મિક વિકાસનો અભાવ હોય એ સ્હજ છે. વસ્તુતઃ આપણા સંસારની હાલની સ્થિતિ એવી છે. નૈતિક તથા ધાર્મિક વિકાશનું આપણે આપણા હાથેજ ખુન કરીએ છીએ. જ્યાં યુવકજ તથા યુવતીજ માબાપના લાડકવાયા બાળકો છે, અને પોતાના ભરણપોષણ માટે માબાપો ઉપર આધાર રાખે છે ત્યાં એવા યુવક તથા યુવતીજ માબાપ થઇ બેસે એટલે અનેક ખરા ખોટા પ્રસંગો આવે કે જેથી તેમના નૈતિક બળ તથા ધર્મ ઉપરની શ્રદ્ધા નાશ પામે છે.

આર્થિક સ્થિતિ પણ એજ પ્રકારની છે. જ્યાં યુવાનો બાળલગ્નને લીધે કેળવણી લઇ પોતાનો મનોવિકાસ કરી શકતો નથી ત્યાં નોકરીજ માત્ર ઉદરનિર્વાહનું સાધન મનાય અને લાંબી આવક છતાં સંસારના વ્યવહારમાં તથા ભપકા (Fashion)માં સ્પર્ધાથી કામ થાય ત્યાં આર્થિક સ્થિતિ ગરીબ નહિં તો બીજું શું કહેવાય? આ બધી અવનતિનું કારણ બાળલગ્ન છે. આપણામાં પુરૂષ વર્ગ સાધારણ રીતે શિક્ષિત છે યોગ્યાયોગ્યનો વિચાર કરી શકે એવી સ્થિતિમાં છે, છતાં બાળલગ્ન કેમ બંધ નથી થતા એ પ્રશ્ન સ્હેજ ઉપસ્થીત થાય છે. મ્હારા ધારવા પ્રમાણે એનું કારણ એ છે જે આપણે સંસાર વ્યવહારમાં સ્ત્રી બુદ્ધિને અનુસરીએ છીએ. સંસારરૂપી રથના બે અશ્વ તે દંપતિ છે. જેમ સાધારણ રથને અશ્વો જોડ્યા હોય અને એક અશ્વ કિંમતિ તથા એક અશ્વ અંબાજીના ટટ્ટુ જેવો હોય તો, વેગવાન અશ્વને પોતાના વેગનો અવરોધ કરી, ટટ્ટુ સાથેજ ચાલવું આવશ્યક છે. તેમજ દંપતિ બન્ને સુશિક્ષિત હોય તોજ સંસાર રથ બરાબર ચાલે અને જ્યાં તેમ નથી ત્યાં વધારે વેગવાન પતિને, ટટ્ટુ એટલે પત્નીના વેગે પોતાનો વર્ગ રાખવોજ જોઇએ.

આપણી સ્થિતિનો વિચાર કરી તેના ઉપાયો યોજી તે રજુ કરવા માટે આ પરિષદની સ્થાપના થઇ છે. પ્રત્યેક જનસમાજ, જ્ઞાતિના આયુષ્યનો આધાર તેના ઉપયોગીપણા ઉપર રહેલો છે. અને એ ઉપયોગીપણું, જ્ઞાતિની વ્યક્તિની પરમાર્થબુદ્ધિ ઉપર આધાર રાખે છે. જમાનાના પ્રવાહ સાથે જ્ઞાતિએ પોતાની સ્થિતિ અને સમયાનુકળ ઉપયોગી થવા પ્રવૃત થવું એજ ધર્મ છે અને તોજ જ્ઞાતિ જીવશે. અને જ્ઞાતિને કેવી રીતે ઉપયોગી થવું તે દર્શાવવું એ પરિષદનો ધર્મ છે.

આ પરિષદના સંબંધમાં કોઇ પ્રશ્ન કરશે કે આપણે તો પરવારી ગયા છીએ પછી જ્ઞાતિ માટે પરિષદની ખટપટ ઉભી કરવી તથા ઉન્નતિની માથાકુટ કરવી એ પંચાતીની જરૂર શું છે. જે કાંઈ કરવાનું છે તે આપણે માટે નહિ પણ આપણા યુવાન વર્ગ તથા આપણી ભવિષ્યની ઓલાદને માટે કરવાનું છે. જ્ઞાતિનું દરેક મુનુષ્ય જ્ઞાતિની મીલકત છે. આપણો સાંસારિક સંબંધ આપણી જ્ઞાતિની બહાર નથી અને આપણી સાત જ્ઞાતિના દરેક મુનુષ્યને થોડા અથવા વધતા પ્રમાણમાં ઉપયોગી થઈ પડે તોજ જ્ઞાતિની સાર્થકતા છે. જેમ મનુષ્યના આયુષ્યનો મુખ્ય આધાર તેમનામાં રહેલી જીવન શક્તિ (Vitality) ઉપર છે તેમજ અમુક જનસમાજ-જ્ઞાતિના આયુષ્યનો આધાર પણ તેમની જીવન શક્તિ ઉપર રહેલો છે. જનસમાજ-જ્ઞાતિની એ જીવન શકિત એટલે કવિ નર્મદના શબ્દોમાં કહીએ તો "પ્રેમ શૌર્ય તથા બીજા શબ્દમાં કહીએ તો તે પુરૂષાર્થ છે. જે જનસમાજમાં આત્મવત્ સર્વ ભૂતેષુ એ મહાવાકયને અનુસરી સમાજહિત-જ્ઞાતિહિત માટે સ્વાર્થતત્વનો ભોગ આપવામાં તત્પર એવી વ્યક્તિ વધારે હોય છે તે જ્ઞાતિસમાજનું આયુષ્ય વિશેષ હોય છે. આપણો વર્ણાશ્રમ ધર્મ એવી પરમાર્થ વૃત્તિનો પોષક હતો. આપ સર્વેએ ધર્મના પક્ષપાતિ છો. તો માત્ર મોઢેથી બોલીને નહિ પણ કર્તવ્યથીજ એ પક્ષપાત સાબીત કરી આપવો એ આપણી ફરજ છે.

અત્યાર સુધી જ્ઞાતિ ઉન્નતિ અર્થે પ્રયાસ થયા નથી અને થયા હોય તો નહિ જેવા છે. એવા પ્રયાસના અભાવેજ જ્ઞાતિ છિન્નભિન્ન દશાને પહોંચી છે, એક બીજાને ઓળખાણુ સરખી નહતી ત્યાં વિચારની આપલેની વાતજ કયાં કરવી. લોકોપયોગી-અને સાર્વજનીક બાબત હોય

ધરવાનેજ આ પરિષદની યોજના થઈ છે અને આશા છે કે–સમસ્ત જ્ઞાતિઉન્નતિ અર્થે એકત્રિત થવાથી અંદરખાનેની તકરારો ઉપર ઓછું લક્ષ રહેશે અને તે સદંતર નાશ પામશે અને સમસ્ત જ્ઞાત એકજ ધ્યેયને લક્ષ્યમાં રાખી પોતપોતાના કામમાં પ્રવૃત થશે એવી આશા રાખીએ તો તે અશકય નથી. અસ્તુ:

મ્હારા ઉપર જણાવ્યા મુજબના કારણોને લઇ શુદ્ધ હેતુથી, સ્વદેશાભિમાનથી, તથા જ્ઞાતિહિતના શુભ ઉદ્દેશથી પ્રેરાઇ આ પરિષદ બોલાવવામાં આવી છે. તેને યશસ્વી કરવી અને યથેચ્છ લાલનપાલન કરવું એ આપ સર્વે ભાઈઓના હાથમાં છે. અને મ્હને કહેવાને આનંદ થાય છે કે આપસર્વે અગવડ વેઠી અત્રે પધાર્યા છો એ પરિષદની સાર્થકતા બતાવી આપે છે. છેવટમાં આપણો યજમાન અતિથિ સંબંધ ફરી યાદ કરી હમારા યજમાન કૃત્યમાં કંઇપણ ન્યુનતા હોય તો તે ક્ષમા કરશો એવી વિનંતિસહ આ સભાને મ્હારા આયુષ્યમાં પહેલી વખત નમસ્કાર કરૂં છું અને ઇશ્વર પાસે માગું છું કે આવો શુભ અવસર મ્હારા અવશેષ આયુષ્યમાં વારંવાર પ્રાપ્ત થાવ. આવો અવસર પ્રથમજ છે તેમજ સમય ઘણોજ ટુંકો હોવાને લીધે, આપ સર્વેનો યોગ્ય સત્કાર થઈ શકયો નથી તેને માટે આપ સ્વાગત કમીટીને ક્ષમા કરશો એવી આશા છે. હવે આપનો વધારે વખત રોકી આપણા પ્રમુખ અને આપની વચ્ચે વધારે અંતરાય કરવા માગતો નથી, અને તેથી આપ સર્વેને પૂનઃ એકવાર નમન કરી વિરમુ છું.

પ્રમુખની નીમણુકને માટે દરખાસ્ત મૂકતાં રા. રા. ભોગીલાલ ધીરજરામ લાલા પ્રમુખ મહાશયની ઓળખાણ આપતાં બોલ્યા હતા કે આ એક રિવાજ પ્રમાણે સાધારણ દરખાસ્ત છે. પ્રમુખની ચુંટણી સાન્માન્કારિણી મંડળે કરેલીજ છે અને તેને રિવાજ પ્રમાણે પ્રમુખ તરીકે સ્થાન લેવાની દરખાસ્ત મૂકવાનું કામ સ્વાગત મંડળે મ્હને સોંપ્યું છે અને હું દરખાસ્ત મૂકું છું કે આ સંમેલનનું પ્રમુખસ્થાન રા. રા. પાર્વતીશંકર મણીશંકર ભટ્ટે સ્વીકારવું. રા. રા. પાર્વતીશંકરભાઇ અમદાવાદમાં ન્યાયાધીશ (Sub-judge) છે અને તેઓ પોતાની જાતી મહેનતથી ઉંચે દરજ્જે ચઢયા છે. હું અમદાવાદથી નીકળ્યો ત્યારે પરિષદ વિષે મ્હને ઘણી મોટી આશા હતી પણ જે મહસ્થો હાજર થયા છે તે ઉપરથી આપણી સ્વજ્ઞાતિની વસ્તિનાં પ્રમાણમાં હાજરી અસંતોષકારક છે એનું કારણ

આ પ્રથમ પરિષદ છે તેને લીધે હોઈ શકે. જે ગ્રહસ્થોએ પરિશ્રમ લઇ આ પરિષદ બોલાવી છે તેમણે સતત્ પ્રયાસ જારી રાખવો કે જેથી પરિષદનું કામ ભવિષ્યમાં વિશેશ ફત્તેહ પામે પરિષદના એવા પ્રયત્નો કરવા માટે તથા તેને અમલમાં લાવવા માટે જાત મહેનત ઉપરજ આધાર રાખવો જોઇએ અને તેમના નેતા પણ એવીજ જાત મહેનતથી ઉચ્ચે દરજ્જે ચઢેલા હોવા જોઈએ અને એવા ગૃહસ્થ તરીકે રા. રા. પાર્વતીશંકરભાઇ એક લાયક ગૃહસ્થ છે. પરિષદ માટે કેટલાક ગૃહસ્થો તરફથી ટીકાઓ થઈ હશે અને થશે કે આ પરિષદ યુવકોની છે, અમુક કલબની છે અથવા અમુક વિચારવાળા ગૃહસ્થોની છે. પણ રા. રા. પાર્વતીશંકરભાઈ માટે જે દરખાસ્ત મૂકાઇ છે એ ઉપરથી સાબીત થાય છે કે આ પરિષદ યુવકોની નથી, અમુક મંડળની નથી તેમજ અમુક વિચારના ગૃહસ્થોની નથી કારણકે રા. રા. પાર્વતીશંકરભાઈ કોઇ કલબના સભાસદ નથી અને તે એક ન્યાયી નિષપક્ષપાતિ તથા ઠરેલ ગૃહસ્થ છે અને એમને માટે દરખાસ્ત મૂકાઈ છે તે સૂચવે છે કે આ પરિષદ શુદ્ધ હેતુથી જ્ઞાતિ ઉન્નતિને માટેજ બોલાવવામાં આવી છે.



## પ્રમુખ રા. રા. પાર્વતીશંકરનું ભાષણ.

**પ્રિય સ્વજ્ઞાતિ બંધુઓ,**

આપણી જ્ઞાતિના પરિષદનું પ્રમુખ પદ મને આપી આપ સર્વેએ આભારી કર્યો છે. એ પદ શોભાવવા સારૂ મ્હારામાં જોઇતી યોગ્યતા નથી એમ હું સમજું છું, છતાં કાર્ય કારિણી મંડળનો ઉત્સાહ અને તેમનો શ્રમ જોઈ, તેમજ તે અર્થે આગ્રહપૂર્વક વિનંતિ કરવાથી એ પદ મેં સ્વીકાર્યું છે, અને જે ઉદાર વૃત્તિથી આપે મ્હને આ પદ આપ્યું છે. તેવીજ વૃત્તિથી આપ મ્હારી ખામીઓ દરગુજર કરશો, એવી હું આશા રાખું છું.

આમંત્રણ પત્રિકા આપ સૌએ વાંચી હશે; તે ઉપરથી પરિષદનો ઉદ્દેશ દરેકને જાણવામાં આવ્યો હશે. આપ સર્વે શ્રમ લઈ મુંબઈ નગરીમાં આમંત્રણ પત્રિકાને માન આપી, અને પધારી પરિષદને શોભા આપી છે, તેથી પરિષદ તરફથી તમારો ઉપકાર માનવામાં આવે છે. મુંબઈ શહેર એ હિંદુસ્તાનના મુખ્ય બંદરનો વાવટો છે, ત્યાં આપણા

પૂર્વજો વેપાર તથા ધંધાર્થે પ્રથમ આવેલા અને હાલમાં પણ ત્રણ ગામોની વસ્તિ આ શહેરમાં જોવામાં આવે છે, તે બતાવી આપે છે કે એ બંદર ઉપજીવિકાનું તેમજ કળાકૌશલ્યા તથા વૈભવનું સાધન છે અને ત્યાંજ આપણી સ્વજ્ઞાતિનું સંમેલન પ્રથમ મળે એ શુભ ચિન્હની નિશાની છે.

આવા સંમેલનથી ઘણુજ ફાયદા છે. એક બીજાના વિચાર જાણુવાની તક મળે છે; સારા વિચારો અરસપરસ બદલાવવાથી તેનું ફળ સારૂં નિવડે છે; નિર્મળ બુદ્ધિ થાય છે; સ્વજ્ઞાતિ પ્રત્યે સારી લાગણી ઉત્પન્ન થાય છે; પરસ્પર સ્નેહભાવ વધે છે અને તે એક જોર રૂપ છે. જેવી રીતે સુંદર ઈમારત સારા પાયા વગર ટકી શકતી નથી, તેવીજ રીતે આ સંમેલનનો પાયો પણ મજબુત હોવો જોઇએ. એ વાત તો નિર્વિવાદ છે કે એક બીજાને બરોબર નહિ જાણવાથી હરેક અપવાદો આવે છે પરંતુ જાણવાથી તે અપવાદોનો નાશ થાય છે. જેવી રીતે અંધારાનો નાશ પ્રકાશથી છે, તેવીજ રીતે આપણી જ્ઞાતીમાં કંઈ ખામીઓ હોય અગર નજરે પડે તે પણ સમજુતીથી દૂર થાય છે તે સમજુતી લાવવાનું મુખ્ય સાધન જ્ઞાતિના બુદ્ધિમાન પુરૂષોને એકત્ર કરી વિચાર કરી ઉપાયો યોજવાનું છે અને તે સાધન આ પરિષદ પૂરૂ પાડે છે. એકસરખા આચાર વિચાર તથા સંસ્કારના પુરૂષોનો જથ્થો એ જ્ઞાત છે. જ્ઞાતિની સંસ્થા જ્ઞાતિલાને એક આધારરૂપ થઇ પડે છે. હવે જ્ઞાતિ એટલે શું ? જ્ઞા એટલે જાણવું, એક બીજાને જાણવું. અગાઉ જ્ઞાતિના આગેવાનોમાં સહનશક્તિ હતી તથા સર્વેને ફાયદો થાય તેવી દ્રષ્ટિથી તેઓ કામ કરતા હતા. અને જેવી રીતે ઘર ચલાવવામાં શામ, દામ, દંડ અને ભેદ એ નિયમોનું અનુકરણ કરવું પડે છે, તેવીજ રીતે જ્ઞાતિની સંસ્થા ચલાવવાને પણ તે નિયમોને ધોરણે ચાલવું પડતું હતું. જેવી રીતે અરણ્યમાં સિંહ, વાઘ, બકરાં, હાથી, અને હરેક પશુઓ અને પક્ષીઓ વસી અરણ્યની શોભા વધારે છે, તેવીજ રીતે જ્ઞાતિલાઓએ પોતપોતાનું કાર્ય કરી એક બીજા પ્રત્યે સારી લાગણી રાખી જ્ઞાતિ શોભા આપવી એ દરેક બંધુનું લક્ષણ હોવું જોઈએ. દાખલા તરીકે ધર્મ મનુષ્યનું રક્ષણ કરે છે. તેમ ધર્મ સાચવવો એ મનુષ્યની ફરજ છે. વર્ણાશ્રમ એ આ ભારતખંડમાં અનાદિ કાળથી જોવામાં આવે છે. સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારથી ચાર વર્ણો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર છે, અને વર્ણાશ્રમ ધર્મનો શ્રી શંકરાચાર્યે ઉદ્ધાર કર્યો અને ચાર

દિશામાં ચાર મઠો સ્થાપ્યા. વર્ણાશ્રમ ધર્મ ફેલાયો અને દરેક જ્ઞાતિની ફરજને રાજા પ્રત્યે શું છે તે સમજાવી એ વર્ણાશ્રમ ધર્મથી જ્ઞાતિના ટોળાં બંધાયા. આમ સંસ્થા બંધાઈ, અને તેને સહાનુભૂતિ આપવાને સારૂ એકત્ર કુટુંબની સંસ્થા રચાઈ. આ બધી સંસ્થાનો પાયો (co-operation) એક બીજાની મદદનો નિયમ, તેના ઉપર રાખવામાં આવેલો છે. હવે હરકોઈને માલમ હશે કે એક પાટીનો તાર બીજા પાટીના તાર જોડે આવવાથી મજબુત થાય છે. અને એવા ઘણાક તારો મળી પાટી મજબુત બને છે. તેમજ co-operative principle થી સંસ્થાને ટેકો મળે છે. ને હરકોઈ સંસ્થા મજબુત બને છે. આવા સંમેલનો ભરવાની જરૂર છે. અને તે ભરવાને સારૂ મંત્રીઓએ જે શ્રમ લીધો છે તેને ધન્યવાદ ઘટે છે.

હવે જરા આપણી જ્ઞાતિની ઉત્પત્તિ શી રીતે થઈ તેના ઉપર વિચાર કરવાની જરૂર છે ત્રિમાસિક મૌક્તિકમાંના લેખ આપ સર્વની દ્રષ્ટિ બહાર નથી. આપણી જ્ઞાતિ બીજાના પ્રમાણમાં ઘણીજ ન્હાની છે. પણ કેટલાએક ગુણો બીજી જ્ઞાતિઓ કરતાં વિશેષમાં છે; દાખલા તરીકે પ્રમાણિકપણું, એક ટેક અને એક વચન; એ ગુણો પ્રથમ જ્યારે આપણી જ્ઞાતના પૂર્વજો મુંબઈ શહેરમાં આવ્યા ત્યારે તેઓમાં જોવામાં આવતા હતા, અને તેજ કારણથી તેઓ તાકીદથી કામધંધે લાગતા હતા અને પોતાના શેઠને ત્યાં પ્રમાણિકપણે નોકરી કરીને પ્રમાણિકપણાની છાપ પાડી હતી. તેનો ફાયદો, અગર લાભ ત્યાર પછીની સ્વજ્ઞાતિ બંધુઓને મળ્યો છે. અને તે ગુણો કાયમ રાખવા એ આપણું ભૂષણ છે.

પહેલાં કેળવણીમાં આંક, અંકગણિત, હિતોપદેશ, તેને આપણે સાધારણ લખતાં વાંચતા કહીએ છીએ, તેટલેથી સંસારનો કાર્યક્રમ ચાલતો હતો. હાલમાં તેટલુ સાધન પૂરતું નથી, રાજ્યભાષા શીખવી એ દરેક મનુષ્યની ફરજ છે. હાલમાં કેળવણી ઘણી મોંઘી થઈ પડી છે, અને તે કારણસર જ્ઞાતિ ફંડ થવાની ઘણી જરૂર છે. કેટલાએકનું એમ માનવું છે કે, છોકરાઓને શિક્ષણ આપવું એ માબાપોની ફરજ છે. અને કેળવણીના સાધનો તે લોકોએ પોતાના છોકરાઓને પુરાં પાડવા જોઈએ; પરંતુ આ જગતમાં પાંચ આંગળી સરખી નથી અને જે વીરોને બીજી જ્ઞાતો અને કોમોમાં કેળવણી ફંડ થયેલાં છે તેમ જો નહિ કરવામાં આવે તો આપણી જ્ઞાતિની ઉછરતી પ્રજા પાછળ પડી ગઈ છે

અને વધારે પડશે. જેમ નદી, સમુદ્ર, અને વૃક્ષ પોતાની હયાતિથી બીજાને સુખ આપે છે. તેવી રીતે દરેક માણસે બીજાને ઉપયોગી થઇ પડવું એ એક મનુષ્યનું લક્ષણ છે. કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે. અને જે વડે આપણે ચારિત્રવાન થઇ શકીએ તેજ કેળવણી ગણાય. વિદ્યા રૂપો ધન એ સર્વમાન્ય છે. એ અખુટ છે, ચોર ચોરી કરી શકતો નથી અને એ દાન આપવાથી તેમાં ઉમેરો થાય છે. આજ સો વર્ષ બ્રિટીશ રાજ્યને સ્થપાયાને થયા અને કેળવણીની જે સગવડો થઇ છે, તેનો લાભ આપણી જ્ઞાતિમાં ગણ્યાગાઠયાઓજ લીધો છે. આપણી જ્ઞાતિમાં બે આંગળીને કાપે ગણાય એટલાજ ગ્રેજ્યુએટ છે એ આપણી શોચનિય સ્થિતિ સુચવે છે. શિક્ષણની બાબતમાં પૈસો માત્ર જરૂરીઆત નથી, પણ વાતાવરણજ એવું પેદા કરવું જોઈએ કે બધાને ભણવાને જોગ થાય. આ સ્થળે કેળવણીની ઉપર વધુ વિવેચન કરવાની વિશેષ જરૂર નથી, કારણકે તે વિષય સર્વે સુજ્ઞ પુરૂષોને માહીત છે. સુંદર ભાષણો કરવાનો આ વખત નથી, પરંતુ કાર્ય કરવાનો છે, એમ સમજી દરેક સદ્દગૃહસ્થો તથા સ્ત્રીઓ જેને પોતાની જ્ઞાતિ તરફ સેવા બજાવવાની લાગણી હોય તેઓએ યથાયોગ્ય આવા સારા કાર્યમાં મદદ કરવી એ તમારૂં ભૂષણ છે. પરસ્પર મદદ કરવાથી આપણે આગળ વધી શકીશું તેમ કરવાથી આપણામાંથી ક્રોધ, ઈર્ષ્યા, વેર, વગેરે દુર્ગુણો દૂર થઈ જશે, અને તેને બદલે મિત્રભાવ જાગૃત થશે બંધુઓમાં પ્રેમ વધશે અને પ્રેમ એ સુખનું ચિન્હ છે. તેથી સંસાર સુધરશે કારણકે આ જગતમાં શ્રીમાન અને ગરીબ, વિદ્વાન અને અવિદ્વાન એ એકજ મહાન વિશ્વરૂપી પિતાના બાળકો છે, અને તેથી તેમના ઉપર સમાન સ્નેહ રાખવો એ આપણો ધમ છે.

## બીજા દિવસની બેઠકનો ટુંક હેવાલ.

શરૂઆતમાં પ્રમુખ તરફથી ચાલુ વિગ્રહમાં બ્રિટીશ રાજ્યની ફત્તેહનો નીચે મુજબનો ઠરાવ મુકવામાં આવ્યો હતો તે બધાએ ઉભા થઈ એક મતે કબુલ રાખ્યો હતો.

**ઠરાવ—૧** આ પરિષદ ચાલુ વિશ્વવ્યાપી યુદ્ધમાં આપણા મહાન બ્રિટીશ રાજ્યનો તથા મિત્ર રાજ્યનો જય થાવ એવું ઈચ્છે છે અને પરમેશ્વરને પ્રાર્થના કરે છે.

ઠરાવ—૨ આ પરિષદ એવો ઠરાવ કરે છે કે આપણી જ્ઞાતિના વસ્તિસ્થાનો ગામડામાં હોવાથી આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને માધ્યમિક તથા ઉચી કેળવણી પ્રાપ્ત કરવામાં સુગમતા કરી આપવા તથા ઉત્તેજન આપવા માટે એક છાત્રાલય (Boarding House) સ્થાપવું તથા એક સર્વ સામાન્ય કેળવણી ફંડ ઉભું કરવું અને તે કાર્ય સમસ્ત પરિષદ કમીટીને જરૂર જણાય તેવા ગૃહસ્થોની મદદથી કરવાની સત્તા આપવી.

સદરહુ ઠરાવ રા. રા. ભોગીલાલ ધીરજરામ લાલાએ રજુ કર્યો હતો અને એ રજુ કરતાં તે બોલ્યા હતા કે આજસુધીમાં કેળવણીને માટે ગામાત પ્રયત્નો થયા હશે પણ સમસ્ત જ્ઞાતિનાં હિત તથા ઐક્ય માટે એક છાત્રાલય તથા સામાન્ય ફંડની ખાસ જરૂર છે અને તે જરૂર આ ઠરાવ પૂરી પાડે છે, આ ઠરાવને અમલમાં લાવવો એ આપણાંજ હાથની વાત છે અને મ્હને આશા છે કે ખરા દીલથી પ્રયાસ કરીશું તો આપણે ફત્તેહમંદ નીવડીશું. આપણી જ્ઞાતિનું એકંદર રીતે કેળવણી તરફ ઓછું લક્ષ છે. આપણી જ્ઞાતિમાં છોકરાને જનોઈ બાંધી પરણાવ્યા એટલે વડીલનું કર્તવ્ય પૂરૂં થયું એમ સમજે છે એવી સ્થિતિમાં સમસ્ત જ્ઞાતિએ પોતાનાં યુવકોનાં ભવિષ્યનાં લાભ માટે આ ઠરાવને અમલમાં લાવવો ઘણોજ જરૂરનો છે.

આ ઠરાવને રા. રા. હરિપ્રસાદ નારૂશંકર મહેતાએ ટેકો આપ્યો હતો અને તેઓ બોલ્યા હતા કે કેળવણી દિનપ્રતિદિન વધારે ખર્ચાળુ થતી જાય છે અને આપણાં લોકોની આજીવીકાનું મુખ્ય સાધન મોટે ભાગે નોકરી છે અને એ નોકરીને માટે લાયક કેળવણી આપવી તથા આપણાં યુવકોને ખરા શહેરી બનાવવા એ જ્ઞાતિનાં માબાપોનું તથા જ્ઞાતિનું પ્રથમ કર્તવ્ય છે. તે ભૂલવું જોઇતું નથી આપણાં લોકો સુધરેલા ગણાય છે તેમજ દેશપરદેશમાં નામનાઓ મેળવી છે. અને શહેરોમાં તથા નગરોમાં ઘણોજ વખત થયાં જીવનગાળે છે, છતાં આપણી જ્ઞાતિમાં ગણ્યાં ગાંઠ્યા પદ્વિધરો (Graduates) છે એ આપણી જ્ઞાતિને શરમાવવા જેવું છે. માટે આ ઠરાવને અમલમાં મૂકી આપણી જ્ઞાતિમાં આજ સુધી જે મ્હોટી ખોટ છે તે ખોટ પૂરવાને દરેક જ્ઞાતિ અભીમાની

ગૃહસ્થોએ પ્રવૃત્ત થવું એજ ધર્મ છે. મને આશા છે કે આ ઠરાવ જલદીથી અમલમાં આવશે.

આ ઠરાવને વધુ ટેકો રા. રા. ઠાકોરલાલ કાશીલાલે આપ્યો હતો અને તેમણે બોલતાં જણાવ્યું હતું કે આ ઠરાવ સમસ્ત જ્ઞાતિ માટે ઘણોજ અગત્યનો છે અને એ ફળીભૂત થશે તો આપણી સમસ્ત જ્ઞાતિ એકબીજાનાં ગાઢ પરિચયમાં આવશે અને તેથી આપણને મ્હોટામાં મ્હોટો ફાયદો થશે.

બાદ સર્વાનુમતે ઠરાવ પસાર થયો હતો.

ઠરાવ—૩ આધુનિક કેળવણીથી ધાર્મિક વૃત્તિ શિથિલ થાય છે, એમ કેટલાકોનું માનવું છે એટલા માટે આધુનિક કેળવણી પ્રાપ્ત કરવા સાથે સ્વધર્મપાલનથી આપણો યુવાન વર્ગ વિમુખ નહીં રહે એટલા માટે આપણાં યુવકોને નિત્યકર્મ તથા ધાર્મિક શિક્ષણ આપવા તરફ આ પરિષદ સહાનુભૂતી દર્શાવે છે.

ઉપલો ઠરાવ રા. રા. ઠાકોરલાલ છોટાલાલે રજુ કર્યો હતો અને જેને રા. રા. અમરતરાય ગંગાધર શુકલ તથા રા. રા. ધીરજરામ મનસુખરામે ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયો હતો.

રા. રા. ઠાકોરલાલ છોટાલાલ ઠરાવ રજુ કરતાં બોલ્યા કે ધાર્મિક વિષયમાં ખાસ કરી, કર્મકાંડ, જ્યોતિષ, વૈદકમાં આપણી કોમ પ્રથમ નંબર ધરાવતી હતી. આ વિષય આપણા ત્રિમાસિકમાં વધારે ખુલાશાથી ચર્ચાયલો છે. ઉપરાંત આ પરિષદમાં જાંબુ ગૃહસ્થ હાજર રહેલા છે તેઓના કહેવાથી માલમ પડે છે કે જાંબુ કોમમાં કણ્વ શાખાનું નામ કાયમ રાખવા જે પ્રયાશ કરી પાઠશાળા સ્થાપી છે તેના અધ્યાપક પણ મોતાળા ગૃહસ્થ સ્વર્ગસ્થ શાસ્ત્રી ઉમીઆશંકર હતા એટલે કે આપણા વડીલો સમર્થ વિદ્વાન તથા કર્મકાંડી જ્યોતિષી વગેરે હતા એ નિઃસંશય છે જયારે હાલ શુન્ય છે. આ બાબત જ્ઞાતિએ હાથ ધરવી જોઇએ.

રા. રા. અમરતલાલ ગંગાધરે ટેકો આપતાં બોલ્યા કે ધાર્મિક શિક્ષણ ઘણુંજ આવશ્યકનું છે અને બ્રાહ્મણોએ પોતાનું નિત્યકર્મ કરવું

એ તેમનો મુખ્ય ધર્મ છે. આપણે બ્રાહ્મણ છીએ અને આ પરિષદ બ્રાહ્મણોની છે એટલે આ ઠરાવની શું જરૂર છે એમ પૂછવામાં આવે તે સ્વભાવિક છે, પણ હાલમાં ઈંગ્રેજી કેળવણીથી ધાર્મિક વૃત્તિ શિથિલ થાય છે એમ સાધારણ રીતે કહેવાય છે અને અસલ વિચારનાં ગૃહસ્થો પોતાનાં પુત્રોને આધુનિક ઈંગ્રેજી શક્ષિણથી દૂર રાખે તો તે અસ્વભાવિક નથી. આથી આ પરિષદ જે પોતાના જન્મ માટે નવા વિચારને મ્હોટે ભાગે આભારી છે તે ધાર્મિક શિક્ષણ તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવે તો તે અસ્થાને નહિ ગણાય.

રા. રા. ધીરજરામ મનસુખરામ વધુ ટેકો આપતાં બોલ્યા હતા કે

રા. રા. ઠાકોરલાલભાઇએ તથા રા. રા. અમૃતલાલભાઇએ ધર્મ સંબંધી ઠરાવપર પોતાના ઉમદા વિચારો આપ સમક્ષ જણાવ્યા છે તેનાંથી વધારે હું કાંઈ પણ બોલી તમો મહાશયોનો અમૂલ્ય વખત લેવા ઈચ્છતો નથી. પણ ધર્મ સંબંધી ઠરાવને મ્હારે અનુમોદન આપવાનું હોવાથી બે શબ્દ બોલવા આપ સુજ્ઞ ગૃહસ્થોની આજ્ઞા માંગું છું. મ્હારે કહેવું જોઈએ કે હું કાંઇ મ્હોટો પંડિત, (Professor), કવિ કે વકતા (Lecturer) નથી કે ધર્મ સંબધી મહાન વિચારપર જોઇતા પ્રમાણપર બોલીને આપ મહાશયોને સમજાવી શકું. એટલું તો ચોક્કસ છે કે ધર્મ વિના કોઇ પણ મનુષ્ય ટકી શકતો નથી. ધર્મ સંબંધી મહાન વિષય સમજાવવો તે મ્હોટા પંડિતો યા તો આચાર્યોનું કામ છે. પણ શોચનીય એટલુંજ છે કે આપણા ત્રણે ગામોમાં તેવા પંડિતોનો અભાવ છે એટલું તો મ્હારે કહેવું જોઇએ. કદાચ એકાદ બે હશે તો તે પ્રભુતાથી અલગ રહેવા ઇચ્છતા હશે. ગમે તેમ હોય પણ હાલ તુરત તો આપણે તેવા પંડિતો રજુ કરી શકતા નથી એટલું તો દરેક મહાશયોએ માન્ય કરવુંજ પડશે. ત્યારેશું આપણે હાલ આરંભેલા સાત્વિક પ્રવૃત્તિના પ્રવાહને અટકાવી દેવો. નહિ તેમ પણ થવા દેવું નહિ જે વખતે જે અનુકૂલ હોય તેનાથી કાર્ય ગબડાવવું અને તેમ કરવાથીજ એકના અનેક પંડિતો ભવિષ્યમાં થશે. આપણામાના ઘણા ભાઇઓ પ્રશ્ન કરે છે કે આપણી જ્ઞાતિમાં શું કરવાનું છે. બધું બરોબરજ છે તેઓને મ્હારો એટલોજ જવાબ છે કે કરવું હોય તેને માટે અનેક કાર્યો છે. જેને કાંઇ નથીજ કરવું તેને માટે કશુંએ નથી. શું ઉપર જણાવ્યા પ્રમાણે આપણી

જ્ઞાતિમાં મ્હોટા પંડિતોની અત્યારે જરૂર નથી જણાતી. (પંડિતો ફક્ત અંગ્રેજી જાણનારાજ કહેવાતા નથી) એ ધ્યાનમાં રાખવાનું છે અને તે વિચાર કરવાની શું જરૂર નથી. આપણી જ્ઞાતિ તરફથી એક પણ સંસ્કૃત પાઠશાળા, વ્યાપારીશાળા, ગુરૂકુલ, અને પોટુબાના નિર્વાહનું સાધન ઇંગ્રેજી કેળવણી લેવાની યોગ્ય સગવડ છે? દિન પ્રતિદિન જ્ઞાતિની ક્ષીણતા થતી જાય છે વિગેરે બાબતોપર જ્ઞાતિના કહેવાતા આગેવાનો એ શું વિચાર કરવાની જરૂર નથીં? કોઇ ગૃહસ્થ સવાલ કરશે છે કે પાઠશાળા હોય તો વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા નથી અને અંગ્રેજી કેળવણી માટે પણ આપણા છોકરાંઓ લાયક નથી એ કેટલેક અંશે ખરૂં છે માટેજ મ્હારે જણાવવું જોઈએ કે તેવા વિચાર આવવાનું કારણ શું? સગવડ હોવા છતાં તેનો લાભ નહિ લેવાય. એ શું બતાવે છે? મ્હારે ખુલ્લેખુલ્લા શબ્દોમાં કહેવું જોઈએ કે એનું નામજ અજ્ઞાનતા અને એનું નમજ અધોગતિ. માટેજ મ્હારી નમ્ર વિનંતિ છે કે ત્રણે ગામોના આગેવાનોએ જમાનાની સાથે રહી દરેક બાબતની સગવડો કરી આપવી જોઇએ છે. તેવા આશયથી ઘણીજ મહેનતે આ પરિષદ્ જેવી સંસ્થા થઈ છે હવે તેને યશસ્વી બનાવવી તે આપ સર્વે સદ્‌ગૃહસ્થ ઉપર આધાર રહે છે મ્હારે અત્રે જણાવવું જોઇએ કે ધર્મ એટલે કર્મ, ફરજ, ડયુટી ધર્મ વિના કોઇ પણ કાર્ય થઈ શકતું નથી. એ નિર્વિવાદ છે ધર્મની બીજી વ્યાખ્યાજ નથી. દરેક મનુષ્યે કર્મ તો કરવાનુંજ છે. તેને લીધે ઘણો શ્રમ વેઠવાનો છે. કોઇને ખોટું લગાડવું પડશે, કોઇના વખાણ કરવા પડશે કોઇ તરફથી આક્ષેપો પણ થશે તે બધું સહન કરવાની શક્તિ હોવી જોઈએ. તન, મન અને ધનથી તેવા કાર્યો પાછળ મંડયા રહેવું જોઇએ. આરોગ્યતા, આત્મબળ દયા, પ્રેમ, સહનશીલતા ઇત્યાદી ગુણોની જરૂર છે. એ બધા ગુણો ધર્મથીજ આવી શકે છે. કુધારકો કહેશે કે આ તો બધું 'હંમ્બક' જેવું બોલે છે પણ ખરેખરૂં કહું છું કે ધર્મમાં એક ગુપ્ત શક્તિ સમાયેલ છે પણ તે તો અનુભવે સિદ્ધિ. તેનું રહસ્ય અનુભવથીજ સમજી શકાય છે. ધર્મની ખુમારી ઓરજ છે માટે હે પ્રિયજનો ધર્મ ઉપર પ્રેમ રાખતા શીખો. આત્મા કોઇને વશ નથી ફક્ત એક પ્રેમનેજ વશ છે. આ અઢી અક્ષરના પ્રેમ શબ્દ ઉપરથી મને એક દૃષ્ટાંત યાદ આવે છે. મહાત્મા તુળશીદાસજી મહાન રામ ભક્ત હતા તે આપન બધાને માલમ તો હશેજ. તે એક વખતે દેશાટણ કરતાં કરતાં ગોકુળ બ્રિંદાવન યાત્રાઅર્થે ગયા ત્યાં આગળ જયાં જુવે

ત્યાં રાધા કૃષ્ણની સ્તુતિ થાય અને દરેક સ્થળે રાધા કૃષ્ણનુંજ મંદિર જોવામાં આવે ત્યાંથી જે નીકળે તેને પૂછવા લાગ્યા કે હે ભક્તજન, આ નગરમાં રાધા કૃષ્ણ શિવાય જાપ નથી અને રાધા કૃષ્ણ વિનાના મંદિર નથી. કોઈ પણ ઠેકાણે રઘુકુળ રામ લક્ષ્મણનું મંદિર તેમજ તેનું નામ સુદ્ધા કોઇ લેતું હોય તેમ જણાતું નથી તેનું કારણ શું? ત્યારે તે લોકોએ જવાબ આપ્યો કે મહાત્માજી અહીંઆતો જે માનો તે રાધા કૃષ્ણમાંજ શમાવેશ થઇ જાય છે અને અહીંઆની સબભુમી ગોપાલકી હે. માટે રાધા કૃષ્ણ શિવાય બીજું કાંઇ નથી માટે રાધા કૃષ્ણનુંજ નામ જપો અને રાધા કૃષ્ણનુંજ પૂજન કરો. તુલશીદાસજી સાંભળતાની સાથમાંજ ક્રોધાયમાન થઇ જઇ સંકલ્પ કર્યો કે મ્હારે રાધા કૃષ્ણની જરૂર નથી. એ પ્રમાણે કહી રાધા કૃષ્ણના મંદિરમાં જઇ કહ્યું કે,

તુળશીદાસ કબ નમે, ધનુશ લેકર રઘુનાથ ભમે.

એવો સંકલ્પ કરતાની સાથેજ શ્રી રઘુકુળ રામે લક્ષ્મણ સહીત ધનુષ ધારણ કરી સાક્ષાત દર્શન આપ્યા. માટેજ પ્રેમમાં કેટલું બળ છે તેનો વિચાર કરવાની જરૂર છે. પ્રેમ થયો કે કોઈ પણ કાર્ય અસંભવિત નથી. તેને આપો આપ જોઇતી મદદ મળી રહે છે. તે વળી કેવી રીતે મળી શકે?

આસપાસ આકાશમાં અંતરમાં આભામ,
ધાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ.

ત્યાર પછી તેને બીજી કોની સ્હાયની જરૂર છે.

આ સર્વ એક ધર્મમાંજ સમાવેશ થાય છે. મ્હારે છેવટમાં સર્વ સુજ્ઞ ગૃહસ્થોને વિનંતિ છે કે દરેકે ધર્મ પરાયણ રહી, શું કરવાનું છે, શું કરી રહ્યા છીએ, આપણી શું ફરજ છે વિગેરે વિચાર કરી જે કામથી દરેકનું હિત સધાતું હોય તેવા ઉપાયો યોજી, સારાં સારાં કાર્યોનું સંશોધન આ પરિષદદ્વારા કરી પોતાની ફરજો અદા કરતાં શીખશે તો આપણી જ્ઞાતિની ઉન્નતિ સહજ છે. માટે હાલ તુરત તો મૌક્તિક પરિષદનુંજ ધ્યાન ધરવું તેમજ જાપ પણ મૌક્તિક પરિષદનોજ જપવો. અંતમાં મારા ઉત્સાહી પ્રેમી મહાશયોનો ઘણો વખત લીધો તેને માટે ક્ષમા ચાહી આપનું ખનમ કરું છું. ૐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

ઠરાવ ૪. આપણી હાલની સ્થિતિ કેટલેક દરજ્જે બાળલગ્નનેજ આભારી છે અને એટલા માટે આપણી જ્ઞાતિમાં બાળલગ્નનો જે પ્રચાર જોવામાં આવે છે તેને માટે આ પરિષદ પોતાનો અણગમો જાહેર કરે છે અને તે અટકાવવા માટે દરેક જ્ઞાતિ બંધુને વિનંતિ કરે છે.

આ ઠરાવ રા૦ રા૦ ઝીણુભાઇએ રજુ કર્યો હતો જેને રા૦ રા૦ ઉત્તમરામ અંબારામ તથા રા૦ રા૦ જગન્નાથ કેશવરામ તરફથી ટેકો મળ્યા બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

એ ઠરાવ રજુ કરતાં રા૦ રા૦ ઝીણુભાઇ બોલ્યા કે આ ઠરાવને અમલમાં લાવવા માટે કોઇની મદદની જરૂર નથી અને સર્વ કોઇ પોતપોતાની મેળે અમલમાં લાવી શકે એમ છે. કોઈ કહેશે કે આપણાં લોકોમાં બાળલગ્ન ઘણાં જુના જમાનાથી ચાલતા આવે છે. અને આપણાં બાપદાદાઓએ બાળલગ્ન અટકાવ્યા નહિં અને આપણે શું કરવા અટકાવવા જોઇએ. વળી ધર્મ તરફનો બાળલગ્નને ટેકો છે. આ ઠરાવની મહત્તા સમજવાને માટે આપણી સમાજની સ્થિતિનું અવલોકન કરવાની જરૂર છે. આપણી જ્ઞાતિમાં વિધવાનું પ્રમાણ વિશેષ છે. હું મ્હારા ગામની વાત કહું તો જ્ઞાતિ જમણવારમાં ૩૦ થી ૪૦ વરસની સૌભાગ્યવંતી ઓછી માલમ પડે છે એ એમ સૂચવે છે કે, સૌભાગ્યવંતી દીર્ઘાયુષિ નથી. જ્યારે વિધવાઓ મ્હોટી ઉમરની શરીરસંપત્તિવાળી માલુમ પડે છે. આપણી વિધવાઓ પવિત્ર, નિતિવાન છે અને ધર્મ પાલન કરવાવાળી છે અને જો કે ઉપવાસ તથા દેહદમન કર્યાં છતાં શરીરે સુદ્દઢ છે એનું કારણ એટલુંજ કે તેઓ બ્રહ્મચર્યવ્રત પૂર્ણપણે પાળે છે. જ્યારે આપણી સૌભાગ્યવતીઓ બાળપણે સંસાર ઉપાધિમાં પડી અકાળે મૃત્યુને વશ થાય છે. આપણાં ગામમાં સૌભાગ્યવતીનાં મરણનું વધુ પ્રમાણ સુવાવડમાં થાય છે. બાળલગ્ન કરતા ન્હાની ઉમરે સ્ત્રી પુરૂષનો અભિયોગ વધારે નાશકારક છે અને આપણી જ્ઞાતિની હાલની સ્થિતિ એવા અભિયોગને આભારી છે. આવો અભિયોગ શાસ્ત્ર વિરૂદ્ધ છે અને જે વડીલો બાળલગ્ન શાસ્ત્રીય છે એમ માની કરે છે તેઓ જો શાસ્ત્રને ખરી રીતે માનતા હોય તો બાળઅભિયોગ શાસ્ત્રવિરૂદ્ધ છે એમ જાણી અટકાવવામાં પ્રવૃત્ત છે. આપણા યુવકો જે કેળવણીમાં પછાત છે તેપણ મ્હોટે ભાગે આપણા આ ઘાતકી રિવાજનેજ આભારી છે

છે અને જ્યાં સુધી બાળલગ્ન અને ખાસ કરીને બાળઅભિયોગ બંધ કરવામાં આવે નહી ત્યાંસુધી કેળવણીને માટે ફંડ કરો, બોર્ડીંગ સ્થાપો અને ગમે તે કરો તે બધુ નકામું છે. ઉપર કહયા પ્રમાણે આ ઠરાવને અમલમાં મૂકવો એ સો સોના હાથની વાત છે અને ધર્માભિમાંની પુરૂષોની ફરજ છે કે ધર્મના ફરમાન પ્રમાણે ચાલી આ ઠરાવને અમલમાં મૂકશો તો આપણી જ્ઞાતિની ઉન્નતિ સહજ છે.

રા૦ રા૦ ઉત્તમરામભાઈ આ ઠરાવને ટેકો આપતાં બોલ્યા કે રા૦ રા૦ ઝીણાભાઈએ જે કહ્યું તેને હું મળતો થાઉ છું. આપણી જ્ઞાતિમાં જે લગ્નો થાય છે તે લગ્નો જે ઉચ્ચ આશય છે તેને લઇને થતાં નથી પણ મ્હોટે ભાગે લ્હાવો લેવાને માટે થાય છે. બધી જ્ઞાતિઓ બાળલગ્નથી થતી હાની સમજી છે અને તેઓએ બાળલગ્ન તથા ખાસ કરીને બાળઅભિયોગ બંધ કર્યા છે. સ્ત્રી પુરૂષોએ બ્રહ્મચર્યવ્રત પાળવું એ જ્ઞાતિની વૃદ્ધિને માટે ઘણુંજ જરૂરનું છે અને તેને માટે બાળલગ્ન તથા બાળઅભિયોગ અટકાવવા જોઈએ અને જ્યાં સુધી તેમ થાય નહી ત્યાં સુધી જ્ઞાતિની ઉન્નતિની વાત કરવી એ ભેંસ આગળ ભાગવત વાંચવા જેવું છે. માટે દરેક જ્ઞાતિ બંધુએ આ કર્તવ્ય પ્રથમ કરવું જોઈએ.

આ ઠરાવને રા૦ રા૦ જગન્નાથ કેશવરામે વધુ ટેકો આપતા જણાવ્યું કે બધા ઠરાવોમાં આ ઠરાવ આપણી જ્ઞાતિની હયાતિ તથા ઉન્નતિને માટે ઘણોજ અગત્યનો છે અને તેને સોએ પોતપોતાને ઘેરથી અમલમાં મૂકવો જોઇએ.

ઠરાવ ૫. આ પરિષદ સ્ત્રીકેળવણી તરફ સ્હાનુભૂતી દર્શાવે છે અને જ્ઞાતિ બંધુઓને વિનંતિ કરે છે કે સર્વેએ પોતાની બાળકીઓને આ સંસારયાત્રામાં મદદગાર થઇ પડે એવી સ્ત્રી યોગ્ય કેળવણી આપવા પ્રવૃત્ત થવું.

આ ઠરાવ રા૦ રા૦ હરિપ્રસાદે રજુ કર્યો હતો અને તેને રા૦ રા૦ રતનલાલ સદાશીવ ભટ તથા રા૦ રા૦ મહાવીરપ્રસાદ સુરજપ્રસાદે ટેકો આપ્યા બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

—:o:—

# મોતાળા બંધુઓ માટે મંગળમય દિવસ કયો?

## विद्या धनं सर्व धन प्रधानम् ।

પુજ્ય મહાશયો,

મોતાળા જ્ઞાતિ માટે "મંગળમય દિવસ કયો!" મંગળમય તેજ દિવસ, કે જ્ઞાતિ સમુદયાના શિશુઓના હિતાર્થે એક સ્થાયી ફંડ ભેગું થાય, તેનો નિભાવ ચાલે, અને તેમાંથી છોકરાંઓને કેળવણીમાં યોગ્ય મદદ આપવાની જે દિવસે નક્કી ગોઠવણ થાય તે.

આપણી જ્ઞાતિના હિતાર્થે ઘણા પ્રશ્નોના નિરાકરણની જરૂર છે. તે પૈકી પ્રથમ મુખ્ય ઉપયોગીનો વિષય ઉપરનો છે, એમ મ્હને લાગે છે.

આપ સર્વે અનુભવી હિતેચ્છુઓ આ હેતુ પાર પાડવાને યોગ્ય પ્રયાસ કરી રહયા છો. એટલે તેમાં મ્હારા જેવા બુઢ્ઢા અને જુના જમાનાના માણસની અલ્પમતિના વિચારની જરૂર જેવું નથી તેમ છતાં આ કામમાં મ્હારી સહાનુભૂતિ. (મ્હારા અંતઃકરણમાં.) લાંબા વખતની હોવાથી તેને લઇને જો કાંઇક વિનંતિ કરૂં, તો તે માટે ક્ષમા કરશો.

હાલના સમયમાં વિદ્યાદાન સંબંધે બીજી જ્ઞાતિઓમાં જે જાગૃતિ આવી છે, અને તત્સંબંધે જે કામ કરી રહયા છે, તે જોતાં આપણી જ્ઞાતિએ હજી સુધી કાંઇજ કર્યું નથી, એમ કહીએ તો તે ખોટું ગણાશે નહીં.

તેમ છતાં આજ સુધીમાં વિદ્યાદાન માટે આપણી જ્ઞાતિમાં જે પરમાર્થી પગલાં લેવાયાં છે ત્હેમાં મોતાએ ઉત્તમ, ઓરપાડે મધ્યમ તથા સરસે કનિષ્ટ ભાગ ભજવ્યો છે એમ મ્હારૂ અંતઃકરણ કહે છે.

હવે સરસે કનિષ્ટ ભાગ ભજવ્યો, તેનું કારણ શું? તે શક્તિહીન છે? યા તેને મદદની જરૂર છે?

"ના ત્હેવું કાંઈ નથી. પરંતુ તે જાદવાસ્થળીમાંથી પરવારતું નથી. મતલબ તેમા ઐકયની પૂર્ણ ખામી છે. તેથી હાલ તેની સ્થિતિ રૂશીઆ જેવી થઇ છે."

ભાઈઓ, આ પ્રમાણે એક ન્હાની જ્ઞાતિમાં ભેદાભેદ હોવાનું મુખ્ય કારણ સંપની ખામી છે. જે ખામી બને તેટલી દૂર કરવાની પ્રથમ જરૂર છે

અને હજી પણ આપણે સર્વે ભાઇઓ, ઐક્યતા પર નહિંજ આવીએ, તો જેમ હાલ હિંદને ત્રિદોષ જુદા જુદા ૧ ધર્મ, ૨ ભાષા ૩ જ્ઞાતિ, થવાથી ગમે તેવા ભગીરથ પ્રયત્નો છતાં તેની ઉન્નત્તિના ચિન્હ ક્ષિતિજમાં પણ દેખાતાં નથી. તેજ પ્રમાણે આપણી જ્ઞાતિના ઉત્તમ ભવિષ્યના દર્શન દુર્લભ થશે. અને આપણી જ્ઞાતિ જે શુકલયજુર્વેદની કણ્વ (પ્રથમ) શાખાને લઇને ઉત્તમ ગણાય છે તેને માટે આવી અધોગતિ લજ્જાસ્પદ ગણાશે.

વસ્તુ સ્થિતિ જ્યારે ઉપર મુજબ છે. ત્યારે હવે શું કરવું? એ સહજ પ્રશ્ન થાય છે. તે સંબંધે નીચેના પ્રશ્નનો નીકાલ કરવાની પ્રથમ જરૂર છે.

૧ ઐક્યતા માટે શું કરવું?

૨ વિદ્યાદાન માટે સ્થાયી ફંડ સ્થાપવા સારૂ તેમજ ત્હેના નિભાવ માટે શું પગલાં લેવા?

મ્હારી અલ્પમતી મુજબ પહેલા પ્રશ્નના સંબંધમાં વિવેક અને અને ખામોસ સાથે, એક બીજાને સહાયકારક થવાની જરૂર છે. એટલે કે:-

૧. પ્રથમ સરસની સ્થિતિ સુધારી લેવી અને બની શકે તેટલાને ઐક્યમાં લેવા જરૂર છે. કારણ તેમનું ગાડું શ્રી ખુંટાઈ માતાજીની ખાડીમાં ખુંચી બેઠું છે જે ઐકયના અભાવે નીકળી શકતું નથી.

"ત્યારે આ ગાડું કાઢવા માટે શ્રીમાતાજી વાહારે નહીં ચઢે?"

"ના, કારણ શ્રીમાજીને ખબર છે કે, તેમનામાં ઐકય નથી."

"ત્યારે તેનો શું ઉપાય?"

"ઉપાય એટલોજ કે, હાલ તો ઓરપાડ અને મોતાના સ્વબંધુઓએ સરસના ખુંચેલાં ગાડાંને ટેકો આપી કાઢી લાવવામાં મદદ કરવી." મતલબ બન્ને ગામના સ્વાર્થનો કાંઈક ત્યાગ કરી, બની શકે તેટલાને એક સંપીમાં જોડવા પ્રયત્ન કરવો. એટલે સરસનું ગાડું બહાર નીકળી સીધે રસ્તે ચઢશે, અને રસ્તો સીધો થશે એટલે સમયાનુસાર મ્હારા જેવા બાકીના ભુલ્યા ચુકયા આપોઆપ ગાડે ચઢી બેસશે અને પરિણામ સારૂં આવશે.

૨. ઓરપાડને કાંઇક વિવેકની જરૂર છે, તે એટલોજ કે, પક્ષા-પક્ષીને પડતી મૂકી, બની શકે તેટલા વધારે ગૃહસ્થોએ એકસંપીમાં જોડાવું. બાકીનાને માટે સમયાનુસાર ઉપર મુજબ અનુકરણ થશેજ.

૩. મોતાને વિશેષ ઉદાર બુદ્ધિની જરૂર છે અને તેમ કરી તેમણે પોતાના સ્વાર્થનો કાંઈક ત્યાગ કરી તેમાંથી સરસ અને ઓરપાડને તરતમાં કાંઈક ભાગ (મદદ) આપવાનો છે તેમ શા માટે કરવું? તેનો ખુલાસો એટલોજ કે:—આપણને કોઈ પૂછે કે, ત્હારી જ્ઞાતિ કયા ગામમાં છે? ત્યારે આપણે એમજ કહીશું કે "સરસ, ઓરપાડ અને મોતામાં" એનો અર્થ "સરસ" સર્વેથી બાળક છે, એમ સિદ્ધ થાય છે. બીજે નંબરે "ઓરપાડ" તે તેનાથી વડીલ છે, અને "મોતા" તો બન્નેના વડીલ (પિતામહ)ને ઠેકાણે છે. આ સંબંધ જાળવવાને ખાતર ભીષ્મપિતામહની પેઠે (તેમણે જેમ પાંડવ કૌરવમાં ભેદ રાખ્યો નહોતો તે પ્રમાણે) સરસ અને ઓરપાડની સ્વજ્ઞાતિના ઉદ્ધાર નિમિત્તે, પોતાની ઉંચવૃત્તિ બતાવી તેમના ઐકય અને ઉદયના કામમાં પૂર્ણ સહાયક થવા વિનંતિ છે. અને તેમ કરીને તેઓએ હમેશને માટે યશ પ્રાપ્ત કરી, પોતાના નામ પ્રમાણે મોતાઈ (મ્હોટાઈ) મેળવવાનો આ ઉત્તમ પ્રસંગ છે.

મતલબ આ પ્રસંગે સર્વે ભાઇઓએ પક્ષાપક્ષી છોડી દઇ બની શકે તેટલો ઐકયમાં વધારો કરવાની જરૂર છે અને જો "મ્હારૂં અને ત્હારૂં" હમે ને ત્હમે" એ શબ્દની મારામારી, પ્રભુ પ્રિત્યર્થે અને સ્વજ્ઞાતિના હિતને માટે છોડી દેવામાં આવે તો પછી ઐકય દૂર નથી.

સ્વર્ગસ્થ શ્રીમાન દાદાભાઈ તથા શ્રીમાન ગોખલે જેવા મહાત્માઓએ પોતાનું તન, મન અને ધન દેશને સોંપી દઇ, હું અને મ્હારો દેશ એ મહામંત્ર ગ્રહણ કર્યો હતો અને દેશહિતને અંગે પોતાના દરેક સ્વાર્થની આહુતિ આપી હતી. આથી તેમના નામ હિંદમાં અમર થયાં છે. તો પછી આપણા જેવી ટુંકી જ્ઞાતિના હિત માટે જ્ઞાતિના પરોપકારી ગૃહસ્થોએ સાથે મળી તેના ઉદ્ધારના રસ્તા લેવા એ કાંઈ મ્હોટી વાત નથી. માટે મ્હારા સ્વબંધુઓ! જ્ઞાતિના હિતને અંગે બની શકે તેટલા વધારે ગૃહસ્થો એકસંપીમાં દાખલ થાઓ અને ખંતથી જ્ઞાતિહિતના કામે વળગો. તેમ કરતા પોતાના સ્વાર્થની કાંઇ આહુતિ આપવી પડે તો તે પણ યથાશક્તિ આપો અને ત્હેવી રીતે કામ કરતાં જયારે બાકીનાઓને

ખાત્રી થશે કે જે કામ થાય છે તે જ્ઞાતિના હિત માટેજ થાય છે, અને તેમાં કોઇનો કાંઈ સ્વાર્થ નથીજ ત્યારે બાકીના ગૃહસ્થો આપોઆપ એકસંપીમાં જોડાશેજ, અને સમય જતાં તેનું પરિણામ ઉત્તમજ આવશે. તેવી એકસંપી આ પરીષદની શરૂઆતમાંજ થવી જોઇએ અને તે થયા બાદ વિદ્યાવૃદ્ધિના સ્થાયી ફંડ અને તેના નિભાવ માટે શું ઉપાય લેવા તેનો નિર્ણય કરવાની જરૂર છે. આપ ભાઇઓ એમ તો કબુલ કરશોજ કે આજથી વીસ પચીસ વરસ પહેલાં જે જ્ઞાતિવરાની ઘેલછા હતી તે આજે ઘણે અંશે કમી થઈ છે. તે કમી થવાનું કારણ ગમે તે હોય પણ એક રીતે તે આવા વિપરીત સમયમાં ગરીબ કુટુંબને લાભ કર્ત્તા થઇ છે, અને હજી પણ તેવાં ખરચ દિનપ્રતિદિન કમી થશે, તો તેમાં આગેવાની કરનાર જ્ઞાતિના ઉપકારનેજ પાત્ર થશે મતલબ હાલમાં દરેક ખર્ચમાં યોગ્ય કાપકુપ કરી એક યા બીજે રસ્તે આપણે યોગ્ય ફંડ ભેગું કરી શકીશું, જેમકે:—

૧. પોતાની ઈચ્છાનુસાર જ્ઞાતિના વિદ્યાદાનના ફંડમાં કોઈ પણ ગૃહસ્થ ગમે તે રકમ મદદ આપવાને પાત્ર છેજ પરંતુ તે ઉપરાંત

૨. એકસંપીમાં દાખલ થનાર અગર અન્ય ગૃહસ્થોએ પોતાની વાર્ષિક આવકમાંથી કમતીમાંકમતી સેંકડે એક ટકો અને તેથી વધારે પોતાની ઇચ્છા મુજબ આ ફંડમાં દર સાલ મદદ કરવી.

૩ ખોરાકીની ચીજોમાં કરકસર કરવાની નથી, કારણ હાલની તેમજ ભવિષ્યની પ્રજાની તંદુરસ્તીનો આધાર ઉત્તમ ખોરાક ઉપર છે. પરંતુ તે સિવાયની હાલના જમાનાને અનુસારની જરૂરીયાત ચીજો જેવાં કેઃ—બીડી, કેફી ચીજો, ચ્હા, સાબુ, બુટ, કપડાં, બત્તિ, ગાડી યા રેલવેની વખતોવખતની મુસાફરી વિગેરે ઉપલક ખરચમાં જ્ઞાતિહિત માટે કાંઈક કરકસર કરી, તેમાંથી થએલ બચત પૈકીનો, કાંઇક ભાગ પોતાની ઇચ્છાનુસાર હરકોઇ ગૃહસ્થે આ ફંડમાં મદદ તરીકે આપવો.

૪. આપણા પારસીભાઇઓની માફક પ્રસંગોપાત આ ફંડમાં સારે માઠે અવસરે મદદ આપવા કૃપા કરવી.

૫. બીનવારસી મીલકતના વારસા જે આપણી જ્ઞાતિમાં ૭૦ થી ૮૦ ટકા ગૃહસ્થોને દુઃખ કર્ત્તા નિવડયા છે તે પૈકી કાંઈક

પરોપકાર માટે ખરચાય તો સારૂં કારણ બીનવારસી તે બીનવારસીજ. તે મીલકતના મૂળમાલીકે, જે મીલકત સુખે ન વાપરી તે બીજા સુખે કેમ વાપરી શકે? મતલબ બીનવારસી મીલકત નેષ્ટ છે, એમ અનુમાન થાય છે. વળી આવી મીલકતો મુંબઇ વી. ઠેકાણે, વિદ્યા વિગેરે દાનના કામમાં બીજી જ્ઞાતિઓ તરફથી વપરાય છે તેનું પરિણામ સારૂં આવે છે તેનું કારણ અનુમાનથી જણાય છે કેઃ—

જ્ઞાતિહિતના કામમાં આવી મીલકત વાપરવાથી તેમાં ઘણાના નસીબ મીશ્ર થએલ હોવાથી તેઓના આશીર્વાદને લઇને તે સુખરૂપ નિવડે છે માટે.

અ તેની અંદાજ કિંમતના સેંકડે અમુક ટકા તે મીલકતના વારસદારો જ્ઞાતિના વિદ્યાદાનના ફંડમાં આપશે, તો તે પણ પરમાર્થજ ગણાશે.

ब છતાં કોઈ ઉદાર ગૃહસ્થ તેવી મીલકત (ગુજરનારની ઉત્તરક્રિયાનો ખરચ બાદ કરી બાકીની બધી) જ્ઞાતિના ફંડમાં આપશે તો તેથી ગુજરનારના આત્માને વિશેષ શાંતિ મળવાની સાથે વારસદારોની તેવી ઇચ્છા સર્વોત્તમજ ગણાશે. આવા અગર બીજા જ્ઞાતિબંધુઓએ સૂચવેલા ઉપાયો પ્રમાણે મ્હોટું ફંડ એકઠું થઈ શકશે અને તેનો હિસાબ રાખવા યોગ્ય વ્યવસ્થાપકોની યોજના થએથી પરિણામ ઉત્તમ આવશે. વિશેષ સૂચના કરવા રજા લઉ છું કેઃ—

૧. જેમ આપણે નામદાર સરકારને ટેક્ષ ભરીએ છીએ તેવોજ ટેક્ષ સ્વજ્ઞાતિના હિત માટે છે અને તે ભરવાની પોતાની ફરજ છે એમ સ્વજ્ઞાતિહિતેચ્છુઓની માન્યતા થવાની જરૂર છે.

૨. વળી એટલું પણ નીગાહમાં લેવાની જરૂર છે કે બીજી કેટલીક જ્ઞાતિઓમાં દરેક કુટુંબ પાસે દર વરસે તેમના ધર્માચાર્યો પાંચથી પચીસ યા તેથી પણ વધારે ટેક્ષ (ભાલાવેરો) લે છે. તેવો કર આપણા શ્રી જગદ્દગુરૂનો નથી અને તેથી તે નિમિત્તે પણ કાંઇ રકમ દર વરસ જ્ઞાતિના ફંડમાં ભરવાથી પોતાના ઐશ્વર્યમાં કાંઇ ખામી આવશે નહી.

૩. આ ફંડમાં નાણું ભરવાની કોઈને ફરજ પાડવાની હાલ જરૂર નથી, પરંતુ ઇચ્છા મુજબ નાણું ભરાવવાની શરૂઆત કરશો તો તુરતમાં વખતે અગવડ જણાશે પણ ભવિષ્યમાં પરિણામ સારૂંજ આવશે.

૪. અને તેજ પ્રમાણે અગાઉ કોઇએ જ્ઞાતિના ફંડમાં પૈસા ભર્યા હોય અને તે જેમના પાસે હોય, તે એક યા બીજા કારણથી જ્ઞાતિને આપવા ના પાડતા હોય તેવા સવાલ પણ જ્ઞાતિહિત માટે હાલની પરિષદમાં પડતા મૂકવાની વિનંતિ છે.

આ અને એવી બીજા કોઇ પણ રસ્તે ઐકય અને ફંડની શરૂઆત થશે તો તેનું પરિણામ દિનપ્રતિદિન સારૂજ આવશે અને આ શુભ પરિણામની શરૂઆત જે દિવસે થશે. તે દિવસ આપણી જ્ઞાતિ માટે એક મહાન પર્વ જેવો ગણાશે અને **તેજ મંગળમય દિવસ કહેવાશે.**

"न चोर हार्यं, नच राजहार्यं;
न भ्रातृभाज्यं नच भारकारि ।
व्यये कृते, वर्धत एव नित्यं;
विद्या धनं, सर्व धन प्रधानम् ॥ १

सुभाषित्.

विद्या ददाती विनयं, विनया द्याती पात्रताम् ॥
पात्रत्वात् धनमाप्नोती, धनात् धर्म ततःसुखम् ॥ १

હાવું ઉત્તમ વિદ્યાદાન સ્વજ્ઞાતિ બંધુઓને આપવા માટે ઐકયતાથી ફંડ ઉભું કરવા સર્વ જ્ઞાતિહિચ્છુઓને ઇશ્વર સદ્બુદ્ધી આપે હેવી આ દાસની નમ્ર વિનંતિ છે.

**શુકલ જમીયતરામ ડાહ્યાભાઈ.**

# પ્રથમ મૌક્તિક (Conference) પરિષદ.

મુંબાઈ.

મહાનુભાવો,

દિલગીર છું કે આ પરિષદમાં હું આ દેહે ભાગ લઈ શકતો નથી છતાં પરિદની ઉન્નતિ થાય તથા આરંભેલું કાર્ય ઉત્તિર્ણ થાય એ મ્હારી શુભેચ્છા પ્રદર્શિત કરવાની રજા લઉં છું. મ્હારી ગેરહાજરી માટે ક્ષમા ચાહી, જો કોઈ પણ રીતનો અથવા નિયમનો બાધ નહિ આવતો હોય તો જે ઐક્ય માટે આપણે મથી રહ્યા છીએ તે માટે મ્હારા તરફના બે શબ્દો આ સાથે લખી મોકલ્યા છે તે મ્હારા ચી૦ તનમનીશંકરની મારફતે મારા આત્મિય બંધુઓને શ્રવણ કરાવશો. ફરીથી જણાવવાની રજા લઉં છું કે જો ઉચિત લાગે તોજ એ પ્રમાણે કરવું. મ્હારા તરફનો કોઇ પણ પ્રકારનો આગ્રહ સમજવો નહિ.

લેખ ઉતાવળે લખવાથી કંઇ દોષો માલમ પડે તો ક્ષમા કરશોજી.

પરિષદનું કાર્ય ફળિભૂત થયલું જોવા ઇચ્છિનાર,

જ્ઞાતિનો એક ક્ષુદ્ર જંતુ,

ઝાલરશંકર હરપ્રસાદના

સપ્રેમ નમસ્કાર.

શ્રીયુત્ પ્રમુખ તથા પ્રેમી આત્મિઓ,

પ્રચલિત સમયમાં સંસાર સમુદ્રમાં અનેક તરંગો ચાલી રહ્યા છે, અને એ તરંગોની પરંપરામાં અનેક રંગ સ્ફુરે છે, ઝામે છે અને લોપાય છે. તે તરંગોના પ્રવાહમાં અને ધકકેલાઓમાં ડુબતાં ડુબતાં પણ આપણા જીવનનું સાફલ્ય શાથી થાય તેનો સ્થીરતાનો ક્ષણભર પણ જે સમય પ્રાપ્ત થાય તેમાં વિચાર કરી લેવાની જરૂર છે એ નિર્વિવાદ છે.

મનુષ્યના જીવનમાં જન્મથી અવસાન પર્યંત ક્ષણે ક્ષણે ક્રાંતિ થતી આવે છે. સમયની ક્રાંતિ માફકજ સ્થિતિની પણ ક્રાંતિ છે. આપણી જ્ઞાતિ એવાજ એક પ્રકારની ક્રાંતિમાંથી પસાર થાય છે. એ ક્રાંતિનું પરિણામ સારૂં લાવવું કે, તેથી બગાડવું એ જ્ઞાતિના વ્યક્તિબળમાં નહિ પણ સમષ્ટિબળના હાથમાં છે. હાલનું સમષ્ટિબળ છિન્નભિન્ન દશામાં પડેલું છે તેની પ્રતિતિ દૂર શોધવા જવું પડે એમ નથી. સમષ્ટિબળ ઉત્પન્ન કરનાર તેને પોષનાર તેને યોજનાર કોઈ કાર્યદક્ષ એકજ વ્યક્તિ

હોઈ શકે એવું પરદેશીય તથા આર્ય ઈતિહાસ પુરાણાદિક જોતાં સહજજ માલમ પડે છે. ઐહિક સુખનાંજ લક્ષ્યવાળાં શિક્ષણથી હોવા તેવા જનસમુદાયના સંસર્ગ માત્રથી હો, ગમે તે હો પણ દરેક વ્યક્તિ પોતાને સ્વતંત્ર માની જો કે તે સાચો હોય તો પણ પારકા મતનું વિવેક પુરઃસર નહિ પણ ઉન્મતાઇથી ખંડન કરવા અને પોતીકો મત જો કે તેને વિચાર કરતાં ખોટો માલમ પડે તો પણ ત્હેનું મમત્વથી મંડન કરવા મથન કરી રહે છે અને સમસ્ત બળને તોડે છે માટે પ્રથમ એવાં સમષ્ટિ બળને તોડનાર તત્વનો નાશ કરનાર અને તેને પુનઃ સ્થાપિત કરનાર કોઈ એક કાર્ય દક્ષ વ્યક્તિની જરૂર છે. જો એક ઘરમાં જેટલાં માણસ તેટલાજ તાર અને સુર જુદા હોય તો તે ઘરનો નાદજ બેસુરો નીકળે, કર્કશ લાગે અને છેવટ નષ્ટ દશાને પામે. વાદનકળા જાણનારને આપણે જોઇએ છીએ તો તેઓ પ્રથમ બધા તારના સુરો કોઈ તારને ખેંચીને તો કોઇને ઢીલા કરીને એક બીજાને અનુસરતા કરી તે ઉપર પોતાનો પ્રયોગ શરૂ કરે છે અને તે જે રમણીયતા આપે છે તેનો અનુભવ કોઈએ ન કર્યો હોય એમ હશે નહિં. એવો અનુભવ મળ્યાં છતાં પણ કેવળ અંધતમિસ્રામાં સમષ્ટિ બળનો નેતા ગોથાં ખાય અને સમષ્ટિ બળને વિલુપ્ત થવા દે તેના કરતા જેનામાં એક સુર કરવાની શક્તિ હોય કાર્ય દક્ષતા હોય તેના હાથમાં આ સમષ્ટિનુબળ ઉત્પન્ન કરનાર સુરોને એકત્રિત કરવાનું કામ સોંપી દે એજ યથોચિત કહેવાય એકજ જ્ઞાતિમાં અનેક નેતા, દરેક નેતાને પોતાનોજ એટલે ત્હેનાજ અંગેનોજ સ્વાર્થ અને તે સ્વાર્થ સાધવા બીજા નેતાનું બળ તોડવા પ્રપંચી પ્રયાસ એજ, છિન્નભિન્ન દશા જો આપણી જ્ઞાતિ ભોગવતી હોય તો તેનું કારણ હોઈ શકે. અનેક નેતા હોવા છતાં પણ આખા જ્ઞાતના સમષ્ટિ બળનું પુનરૂદ્દિપન કરવા પોષવાનુંજ દરેક નેતાનું લક્ષ્ય હોય વિવેક હોય, તો તે બળ વધી શકેજ. અનેક નેતાનું એકજ લક્ષ્ય બિંદુ હોવું એ અસંભવિત કદાચ લેખવામાં આવે. સૃષ્ટિમાં અસંભવિત જેવું છેજ નહિ. પરાપૂર્વથી જોતાં આવ્યા છીએ કે **स्वेच्छाचारिणो मुनय** હતા, કહેવાય છે. પણ તેઓની મતિ પોતાના સ્વાર્થ તરફ દોરવાતી નહિં હોવાથી સ્વતંત્ર વર્તનવાળા હોવા છતાં તેઓના વિચારનાં પરિણામ એકજ આવતાં અને તે જનસમુહને લાભ કરતાં નીવડતાં. દુરદેશી હોવાથી સમય ક્રાંતિને અનુસાર ત્હેઓના શાશનો તેઓજ ફેરવી ઘડતા ગયા. કોઇ આગલા વિદ્વાનની આજ્ઞામાં ફેરફાર નહિં કે કઠોર કટુ વચન મ્હારથી પણ વિવેક

પુરઃસર વિચારની શ્રેણીથી ભાવી આર્ય સંતતિને અનુકુળ થાય તેવી રીતનો ફેરફાર કરી અનુશાસન કરતા, અને એજ નિયમે અદ્યાપિ આર્યત્વ ટકી રહયું સમજાય છે. રાજ્ય ક્રાંતિઓના પરિવર્તનને અનુસરી તે વખતના ડાહ્યા પુરૂષોએ બાંધેલી પ્રણાલિકાઓ હાવા ફેરફારથી મૂળ આજ્ઞાઓથી વિરોધિ જેવી કેટલેક સ્થળે જોવામાં આવ્યા વગર રહેશે નહિં. એવી પ્રણાલિકામાં આપણે ફેરફાર કરવાનાં કારણ વિરૂદ્ધ કોઇ કહે છે કે આપણા ઘરડા શું ગાંડા હતા કે આવો નિયમ કરી ગયા તો એવા પુછનારને એટલોજ પ્રશ્ન બસ છે કે આગલા સમયના અનુશાસનો કરનારને જે આપણા ઘરડાના પણ ઘરડા હતા તેઓ શું ગાંડા હતા કે તેમાં આપણા ઘરડાઓને ફેરફાર કરવાની જરૂર પડી અને ફેરફાર કર્યો. આપણા ઘરડાઓને આપણે કદી પણ ગાંડા અથવા મૂર્ખ કહીશું નહિં, કહેવા દઇશું પણ નહિં. જો આપણે સુશિક્ષિત હોઈએ–કહેવડાવવા માંગતા હોઈએ તો એવા ફેરફાર યોજવાની જરૂર છે કે જેથી "ઐક્ય વધારો" એવી ઘોષણા કર્યા વગર આપો આપ તે વધે અને કલેષ અને દ્રૃષ ઓછો થતો જાય. તેના ઉપાય તરીકે એકજ રસ્તો હાલ જણાય છે. આપણી જ્ઞાતિની વસ્તિના હાલમાં કેંદ્ર ત્રણ છે. ભોતા, સરસ અને ઓરપાડ. ત્રણ ગામમાં થોડે કે ઘણે અંશે કલહ છે. તે કલહ કાઢવા માટે જ્ઞાતિ બંધારણ તોડવાનો અથવા તુટી જાય તે સ્થિતિએ પહોંચવા દેવા લગીનો સમય પ્રાપ્ત થવા ન દેવો. એક બાજુથી ઐક્યને માટે પરિષદ સંમેલન કરી વલખાં મારવાં અને બીજી બાજુથી જ્ઞાતિ બંધારણની જરૂર નથી એવું કહેવું, કરવું એતો હાથીના દાંત દેખાડવાના જુદાં અને ચાવવાના જુદા જેવું થાય. જો હાલનું જ્ઞાતિ બંધારણ હાલના સમયને અનુકૂળ નલાગે તેવું હોય તો જેમ આપણા ઘરડાઓના ઘરડાઓએ ફેરફાર કર્યો. ત્હેવી રીતે આપણા ઘરડાના કરેલામાં વિવેકપુરઃસર દૂરદેશીથી ફેરફાર કરાવવા પ્રયત્ન કરવો. આપણાથી વિરૂદ્ધ મત ધરાવનારાના મતને પણ ખુલ્લી રીતે ત્હેને દુઃખ ઉત્પન્ન થાય તેવી રીતે તોડી ન પાડતાં તેને માન આપતાં શીખીશું તો ત્હેવો વિરૂદ્ધ મત ધરાવનાર આપણા પોતાના મતને પણ માન આપતાં શીખશે અને દ્રૃષ અને કલહ આપો આપ ઓછો થઈ જશે અને બંને પક્ષ કયું સાચું અને કયું ખોટું તેની વિચાર શ્રેણી ઉપર ચડશે અને મમત્વને આધિન થયા વગર ખરૂં પરિણામ નજર સમક્ષ ખડું થતાં ખોટો મત ધરાવનાર સાચા મતનો અંગીકાર કરશે. આ સ્થળે શ્રીમત્ પાણીનીયનું શિક્ષાવચન,

सत्यं ब्रुयात् । प्रियंब्रुयात् । माब्रुयात् सत्यमप्रियम् ॥

સત્ય બોલવું પ્રિય લાગે ત્હેવું બોલવું સત્યને અપ્રિય લાગે ત્હેવી રીતે ન બોલવું. એટલે સ્પષ્ટ વકતા, સત્ય વકતા થવું પણ સત્ય તેની છાતીમાં વાગે મર્મ ભેદી નાંખે અને દ્વેષ અને દુશ્મનાઇ પેદા કરે એવી રીતે નહિં પણ સત્ય કહેનાર તરીકે પ્રીતિ ઉત્પન્ન થાય ત્હેવી રીતે કહેવું.

પ્રેમથીજ ઐક્ય ઉત્પન્ન થાય છે, સ્થિર ચિરસ્થાયી થઈ શકે છે તે પ્રેમની લાગણી કટુ વચનથી નહિ પણ મૃદુ વાણીથીજ પેદા થાય છે. અપ્રજ સ્થિતિમાં કલહમાં પડેલાં અડેલાં દંપતિ પણ પ્રજોત્પત્તિ પછી બંધેના પ્રેમનું લક્ષ્ય તે પ્રજા હોવાથી પોતાનાં ઐહિક કે અન્ય સુખની ઇચ્છાનો ત્યાગ કરી ઐક્ય દશા ભોગવી સુખ મેળવતાં હોવાના સજીવ દ્દષ્ટાંતો કોઈની પણ નજરબહાર નહિ હશે જો આપણા દરેક નેતાને ત્હેના અંગીભૂત ત્હેના પાછળ દોરાનારી પ્રજાનું હિત હૈડે વસતું હોય તો હજી પણ કેવળ મમત્વરૂપી સ્વાર્થનો ત્યાગ કરી મુનીઓની માફક વિચાર કરશે અને ત્હેનું પરિણામ ઐક્યમાં આવવા બંધાયલુંજ છે, ચોક્કસજ છે.

આ પરિષદને પણ બંધારણની અને ત્હેને માટે નિયમોની જરૂર જણાઈ છે. અનિયત વસ્તુ છિન્નભિન્ન થાય છે, માટે આ (કોનફરન્સમાં) સંમેલનમાં અને આપણે સુશિક્ષિત ભાષામાં બોલીએ તો પરિષદમાં ભાગ લેનાર દરેક વ્યક્તિની ફરજ છે, કર્તવ્ય છે, ધર્મ છે કે પોત પોતાના ગામમાં વિરૂદ્ધ મત ધરાવનારાના મતને માન આપી પ્રથમ પોતે ત્હેના થઇ જઇ ત્હેમને પોતાના કરી લેવા પ્રયત્ન આદરવો, અને

परिवर्तिनि संसारे मृतः कोवा न जायते ।

सजातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥

આ ક્ષણે ક્ષણે ફેરફાર થતા સંસારમાં કોણ મરતું નથી તેમ કોણ જન્મ પામતું નથી, પણ જન્મ તેનોજ ગણાય કે જેના જનમવાથી વંશની સમુન્નતિ થાય. (બાકીના કેવળ પૃથ્વી ઉપર ભારરૂપ તેમજ માતાના ઉદરને પીડા કરનારનાજ ગણાય). વંશની, જ્ઞાતિની, બ્રાહ્મણ વર્ણની ઉન્નત થઈ ઉન્નતિ કરનારાઓજ જન્મેલાની ગણત્રીમાં આવવાને યોગ્ય છે.

કેવળ પોતેજ માન મેળવવાની ઈચ્છા રાખનારને માન મળતું નથી પણ જેની પાસે માન મેળવવાની ઇચ્છા હોય તેને માન આપવાથીજ

તે તેનો પ્રત્યુત્તર માનથી આપે છે. સ્વમાનની જાળવણી ખાતર બીજાને તો શું પણ વિરૂદ્ધ મતાનુયાયીને પણ માન આપવું જરૂરનું છે. માનનો બદલો માનથી, તિરસ્કારનો બદલો તિરસ્કારથીજ હોય છે. તિરસ્કાર કરવો કે જેથી સામા માણસની લાગણી દુઃખાય એ પણ સત્તાવીસ પ્રકારની હિંસામાની એક જાતની હિંસા યોગ સૂત્રકાર પાતંજલીના શાસન પ્રમાણે છે તો તેને આપણામાંથી બહિષ્કાર કરો (બીજાને નહિ) તેનેજ તિલાંજલી આપો એટલે પાછું હડસેલસો તો પણ ઐક્ય પાસે આવશે તમારામાં ઘર કરી રહેશે અને ઐહિક અને પારલૌકિક સુખના ભોકતા આપણે થઈ શકીશું. નહિતો નહિજ. ઇતિ શિવં.

રા૦ રા૦ અંબારામ ધીરજરામે જણાવ્યું હતું કે અત્યાર આગમચ મને એમ લાગતું હતું કે પરિષદ બધું ધતીંગ કરવાની છે પણ જ્યારે આજે હું જોઉં છું તો ઉપાડેલું કાર્ય ઘણુ સ્તુત્ય છે અને હું ઇચ્છું છું કે ત્હારા પ્રયાસો ભવિષ્યોમાં ફળીભૂત થાઓ. હું પોતે ઘાટકોપર રહેતો હોવાથી મ્હારાથી પરિષદમાં નિયમિત હાજરી આપશે નહિં જે માટે આપ સભ્યોની ક્ષમા ચાહું છું.

રા૦ રા૦ મહાવીરપ્રસાદ સુરજપ્રસાદ. તથા રા૦ રા૦ ભગવતલાલ મનસુખરામે જણાવ્યું કે વ્યવસ્થાપકોએ પરિષદના કામમાં ઘણી ઉતાવળ કરેલી છે જો જરા ધીરેથી કામ ઉપાડી દરેક ગામને પહેલાં પોતપોતામાં એકત્ર કરવા પ્રયાસ કર્યો હોત અને ત્યારબાદ જો કામ ઉપાડી લે તે તો આથી વધારે સંતોષકારક પરિણામ આવતે હમો ઇચ્છીએ છીએ કે દરેક ગામ પોતપોતાનામાં સંપ વધારતા શીખે અને પછી પરિષદ માટે પ્રયાસ થાય તો સારૂં.

રા૦ રા૦ શંકરલાલભાઇ બોલ્યા હતા કે દિનપ્રતિદિન આપણી વસ્તિ કેટલા પ્રમાણમાં ઘટતી જાય છે એ અત્યાર સુધી આપણા જાણુ-વામાં આવતું ન હોતું પણ આપણી જ્ઞાતિ માટેનું પત્ર નીકળવા પછી મરણ યાદી જોવાથી જણાય છે કે મરણ પ્રમાણ વધતું જાય છે તો આવા ખરાબ સમયમાં આપણે થોડા પણ સંપીને રહીશું તો આગળ જતાં આપણું કાર્ય જરૂર ફત્તેહમંદ થશે આજ વર્ષો થયાં મુંબઈમાં આપણી જ્ઞાતિમાં અનેક ભાંજગડ ચાલે છે અને તે માત્ર જમવા જેવી નીચ બાબત માટે તો આપણે એ જમવાનુંજ તદ્દન બંધ કરવું જેથી prevention is better than cure માંદાં પડયા પછી દવા લેવી

તેના કરતાં માંદા પડવાનું મુખ્ય કારણુજ નષ્ટ કરીએ તો તે સારૂં કે માંદા પડવા પ્રસંગ આવેજ નહિ. આશા છે કે જ્ઞાતિના અગ્રજનો આ બાબત યોગ્ય ચળવળ કરી આપણા આજના પ્રયાસને ફળીભૂત કરવા બનતી મદદ કરશે.

પરિષદના કાર્યમાં મદદરૂપ થવા નીચે મુજબ લવાજમ જમા થયલું છે કેટલાક ગૃહસ્થોએ પ્રતિનિધિ તરીકે અરજી મોકલી હતી પરંતુ લવાજમ મોકલેલું નહી હોવાથી તેઓના નામ આપ્યા નથી. લવાજમના પૈસા બે ત્રણ જગ્યાએ આવેલા હોવાથી તથા કેટલાક ગૃહસ્થોએ ત્રીજા ધણીઓ હસ્તક પૈસા મોકલેલા હોવાથી જો કોઈ મહાશયનું નામ રહી જતું હોય તો ત્હેમણે કૃપા કરી જણાવવું. કેટલાક ગૃહસ્થોએ લવાજમ માટેનું પત્રક ભરી મોકલ્યું હતું પણ પાછળથી પૈસા મોકલ્યા નથી ત્યાં આ* નીશાની છે.

| રૂ. | | નામ. |
|---|---|---|
| ૩ | રા. રા. | નર્મદાશંકર કાશીલાલ |
| ૩ | ,, | અમૃતરાય ગંગાધર શુકલ |
| *૧ | ,, | ઠાકોરલાલ બાળકૃષ્ણ ભટ |
| ૩ | ,, | ચંદ્રવદન સુરજરામ |
| ૩ | ,, | મોતીભાઈ મણીભાઇ માસ્તર |
| ૩ | ,, | લાલશંકર હરપ્રસાદ મ્હેતા |
| ૩ | ,, | હર્ષદરાય ભવાનીપ્રસાદ |
| ૩ | ,, | મણીલાલ સુરજપ્રસાદ |
| ૩ | ,, | ધીરજરામ મનસુખરામ |
| ૩ | ,, | લક્ષ્મીનારણુ જનમેતરામ |
| ૩ | ,, | દેવીપ્રસાદ શીવપ્રસાદ |
| ૧ | ,, | ભાનુપ્રસાદ બાળકૃષ્ણ |
| ૧ | ,, | જગનાથ કેશવરામ |
| ૧ | ,, | સુરજપ્રસાદ કેવળરામ |
| ૧ | ,, | હિંમતલાલ રામપ્રસાદ |
| ૧ | ,, | તાપીશંકર ગણુપ્રસાદ |
| ૧ | ,, | રસીકલાલ રામકૃષ્ણ |
| ૧ | ,, | ફરસરામ ભવાનીપ્રસાદ |

| રૂ. | | નામ. |
|---|---|---|
| ૧ | રા. રા. | હરીશંકર કેવળરામ |
| ૩ | ,, | કેશવલાલ સદાશીવ |
| ૧ | ,, | ગુલાબરાય હિંમતરાય |
| ૧ | ,, | નારૂશંકર કાશીરામ |
| ૧ | ,, | નરહરીશંકર પ્રાણશંકર |
| ૧ | ,, | કૃષ્ણલાલ ગીરજાશંકર |
| ૧ | ,, | રતીલાલ ભવાનીપ્રસાદ |
| ૩ | ,, | મુગટલાલ જયકૃષ્ણ |
| ૩ | ,, | ઝીણાભાઈ પાર્વતીશંકર |
| ૩ | ,, | મણીશંકર દેવશંકર |
| ૩ | ,, | ઉત્તમરામ અંબારામ |
| ૩ | ,, | ઠાકોરલાલ છોટાલાલ |
| ૩ | ,, | નંદશંકર નારૂશંકર |
| ૩ | ,, | લાલશંકર દેવશંકર |
| ૩ | ,, | હરિસુખપ્રસાદ ચંદ્રપ્રસાદ |
| ૩ | ,, | ઓઘવલાલ ચંદ્રપ્રસાદ |
| ૧ | ,, | કાશીલાલ દેવકૃષ્ણ |
| ૧ | ,, | ગીરજાશંકર હરિનારાયણ |
| ૧ | ,, | ભવાનીપ્રસાદ રામપ્રસાદ |
| ૧ | ,, | ભોગીલાલ ધીરજરામ લાલા |
| ૧ | ,, | મગનલાલ દેવકૃષ્ણ |
| *૧ | ,, | જનારદન બાળકૃષ્ણ |
| *૩ | ,, | ભગવતીશંકર ભવાનીશંકર |
| ૧ | ,, | કૃષ્ણલાલ રામપ્રસાદ |
| ૩ | ,, | ઉમીઆશંકર નરભેરામ |
| ૧ | ,, | હરપ્રસાદ નારૂશંકર |
| ૧ | ,, | હરિપ્રસાદ ઇચ્છારામ |
| ૩ | ,, | ઠાકોરલાલ કાશીલાલ |
| ૧ | ,, | ગવરીપ્રસાદ હરપ્રસાદ |
| ૩ | ,, | પાર્વતીશંકર મણીશંકર |
| ૧ | ,, | જમેતરામ વેણીપ્રસાદ |
| ૩ | ,, | મહાવીરપ્રસાદ સુરજપ્રસાદ |

| રૂ. | | નામ. |
|---|---|---|
| ૧ | રા. રા. | નંદશંકર ઠાકોરલાલ |
| ૧ | ,, | પરમુખરાય હિંમતરામ |
| *૧ | ,, | રામકૃષ્ણ બાળકૃષ્ણ |
| ૧ | ,, | કેશવલાલ શીવપ્રસાદ |
| ૨ | ,, | હિંમતલાલ ત્રંબકનાથ હ. મોતીભાઇ મણીભાઈ માસ્તર |
| ૧ | ,, | શાંતીલાલ હરીલાલ |
| ૧ | ,, | ભવાનીપ્રસાદ પ્રાણજીવન |
| ૧ | ,, | વેણીપ્રસાદ પ્રાણજીવન |
| ૧ | ,, | સુંદરલાલ ભવાનીપ્રસાદ |
| ૧ | ,, | જગન્નાથ જીવણરામ |
| ૧ | ,, | મોહનલાલ મુગટલાલ |
| ૧ | ,, | પરમાનંદ કાશીરામ |
| *૧ | ,, | ઘનશંકર કુરણારામ |
| ૧ | ,, | બાળકૃષ્ણ હરગોવીંદ |
| ૧ | ,, | ચંદ્રશંકર જમીયતરામ |
| ૧ | ,, | ભગવતલાલ મનસુખલાલ લાલા |
| ૧ | ,, | જાદવરાય સેવકરામ દેસાઇ |
| ૧ | ,, | ચંદ્રશંકર મણીશંકર ભટ |
| ૩ | ,, | રત્નાલાલ સદાશીવ ભટ |
| ૧ | ,, | લક્ષ્મીશંકર વિશ્વનાથ ગોર |
| ૧ | ,, | સનમુખરામ અંબારામ |
| ૫ | ,, | મનસુખરામ પ્રાણજીવન |
| ૧૧ | ,, | સુરજપ્રસાદ હીમતરામ |
| ૧ | ,, | ઓઝવલાલ જન્મેતરામ |
| ૧ | ,, | મણીલાલ અંબારામ |
| ૧ | ,, | હીરાલાલ કાશીરામ |
| ૧ | ,, | મગનલાલ જયકૃષ્ણ |
| ૧ | ,, | જાદવરાય ઉમીઆશંકર |
| ૧ | ,, | અંબારામ ધીરજરામ |
| ૧ | ,, | મહીપતરામ વીજયાનંદ |
| ૧ | ,, | ગુણવતરાય ગુલાબરાય |
| ૧૪૮ | | |
| બાદ ૭ | | વસુલ આવવાના બાકી. |
| ૧૪૧ | | |

## ખર્ચની વિગત.

રૂ.
૧૧૦ છપામણીનો ખર્ચ.
૧૦ હીરાઆગના.
૧૮॥ પરચુરણ.

૧૩૮॥
૨॥ **શીલક બાકી.**

૧૪૧

## સહાનુભૂતિ દર્શાવતા ગૃહસ્થો, જેમના પત્રો આવેલા હતા તેમના નામો.

રાવસાહેબ રામગોવિંદ લાલભાઈ પટેલ
,, રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ
રા૦ રા૦ કેશવલાલ કાશીલાલ ઇનામદાર
,, પ્રાણગોવિંદ અંબારામ જોશી
,, ભગવતલાલ વિષ્ણુરામ
,, ડાહ્યાભાઇ જન્મેતરામ
,, ભગવતરાય ધીરજરામ લાલા
,, પ્રાણશંકર રણછોડજી દેસાઈ
,, ફિમીઆરામ ઉમેદરામ
,, કૃષ્ણાશંકર કાશીશંકર
,, લાલશંકર દેવશંકર
,, મણીશંકર દેવશંકર

# પરિષદ (Conference) સમસ્ત પરિષદ મંડળ (Conference Committee) અને સ્વાગત મંડળ (Reception Committee)નું બંધારણ તથા નિયમો.

——:o:——

૧. પરિષદ દર વર્ષે બને ત્યાંસુધી ઈસ્ટરના તહેવારની રજામાં ભરવી અને આવતા વર્ષની બેઠક માટે સ્થળ તથા તારીખ ચાલુ પરિષદની બેઠકમાં નક્કી કરવામાં આવશે.

૨. જો કોઇપણ કારણસર આવતા વર્ષની બેઠક માટે સ્થળ અથવા તથા તારીખ ચાલુ વર્ષની બેઠકમાં નક્કી કરવામાં નહિ આવે તો સમસ્ત પરિષદ કમિટીએ સ્થળ તથા તારીખ નક્કી કરી પરિષદ બોલાવવી.

૩. આવતા વર્ષની બેઠક માટે નક્કી કરેલા સ્થળ તથા તારીખમાં જરૂર પ્રસંગે કોઈપણ કારણસર ફેરફાર કરવો આવશ્યક લાગે તો તે મુજબ ફેરફાર કરવાની સમસ્ત કોનફરન્સ કમીટીને સત્તા છે.

૪. ૧૮ વર્ષની વયનો સાધારણ વાંચી લખી જાણતો સ્વજ્ઞાતિ ગૃહસ્થ પ્રતિનિધિ (Delegate) થવાને લાયક છે.

૫. પ્રતિનિધિનું લવાજમ એક રૂપીઓ રાખવી.

૬. જે જે સ્થળે પરિષદ બેઠક ભરવાની હોય તે સ્થળના જ્ઞાતિ ગૃહસ્થોની એક સન્માનકારિણી મંડળ સમસ્ત પરિષદ મંડળે નિમવી.

૭. કોઈપણ સાધારણ વાંચીલખી જાણતો ૧૮ વર્ષની ઉમ્મરનો ગૃહસ્થ રૂ. ૩) ત્રણનું લવાજમ આપેથી સન્માનકારિણી મંડળના સભાસદ થઇ શકશે.

૮. સન્માનકારિણી મંડળના સભાસદ તથા પ્રતિનિધિએ પરિષદનું પેહેલા દિવસનું કામકાજ પુરૂં થયે સમસ્ત પરિષદ મંડળ નિમવું.

૯. દરેક ગામવાળા પ્રતિનિધિને પોતપોતાના ગામવાળા પૈકી ૧૦ સભાસદો સમસ્ત પરિષદ મંડળમાં નિમવાની સત્તા છે.

૧૦. ઉપરાંત સ્વાગત મંડળે બે વધારાના સભ્યો નિમવા.

૧૧. સમસ્ત પરિષદ મંડળે બીજા દિવસની બેઠક માટે કાર્યક્રમ તથા કામકાજ સર્વાનુમતે અથવા વધુમતે તૈયાર કરવાં, અથવા ઠરાવો કોણે રજુ કરવા, તથા કોણે ટેકો આપવો તથા કોણે વિવેચન કરવું તે ઠેરવવું અને તે પ્રમાણેનો કાર્યક્રમ બને તો છપાવી બીજા દિવસની બેઠક શરૂ થાય તે અગાઉ બધા ડેલીગેટોમાં તથા હાજર રહેલા ગૃહસ્થોમાં વહેંચવા અને એવી રીતે તૈયાર કરેલા કાર્યક્રમ પ્રમાણે બીજા દિવસની બેઠકમાં કામકાજ કરવું.

૧૨. ચાલુ પરિષદનો પ્રમુખ, સમસ્ત પરિષદ કમીટીનો પ્રમુખ ગણાશે.

૧૩. સમસ્ત પરિષદ મંડળે પોતાની બેઠકનું કામકાજ શરૂ કરે તે અગાઉ દરેક ગામવાળા ડેલીગેટો પૈકી એક એક એમ ત્રણ સેક્રેટરીઓ નિમવા.

૧૪. ઉપર કલમોમાં જણાવ્યા મુજબ નિમાયલી સમસ્ત પરિષદ મંડળ તથા તેના પ્રમુખ તથા મંત્રીઓની મુદત એક વર્ષ સુધી રાખવામાં આવશે એટલે ચાલુ વર્ષમાં જે સમસ્ત પરિષદ કમીટી નિમાઈ હોય તે બીજા વર્ષની પરિષદ મંડળ નિમાય ત્યાં સુધી કામકાજ કરશે.

૧૫. સમસ્ત પરિષદ મંડળની સભા વર્ષમાં ત્રણ વખત ભરવામાં આવશે. બેઠક જુન, સપટેમ્બર, ડીસેમ્બર. સ્થળ તથા દિવસ સમસ્ત પરિષદ મંડળના મંત્રીઓએ નક્કી કરી મંડળના સભાસદોને બેઠકની આઠ દિવસ અગાઉથી ખબર આપવી તથા એવી બેઠકમાં કરવામાં આવનાર કામકાજ જણાવવું.

૧૬. સમસ્ત પરિષદ મંડળની બેઠકોમાં પરિષદને લગતું તથા પરિષદના ઠરાવને લગતું તથા નિયમોમાં જણાવ્યા મુજબનું કામકાજ કરવામાં આવશે.

૧૭. મંત્રીઓને યોગ્ય લાગે તો અથવા કાંઈ ખાસ કારણસર ત્રણથી વધારે સમસ્ત પરિષદ મંડળની સભા બોલાવવાની સત્તા છે. તેમજ સમસ્ત પરિસદ મંડળ સભ્યો પૈકી દરેક ગામવાળા દીઠ ચાર ચાર સભ્યોની સહી સાથનું વિજ્ઞાપ્તિ મોકલાવેથી, મંત્રીઓએ વિજ્ઞાપ્તિ પહોંચેથી પંદર દિવસની મુદતમાં પરિષદ મંડળની સભા મેળવવી. જો મંત્રીઓ વિજ્ઞાપ્તિની રૂએ નહિ બોલાવે તો એના વિજ્ઞાપ્તિ ઉપર સહી કરનાર સભ્યોએ કારણ જણાવી સભા બોલાવવી.

૧૮. પરિષદ ભરવાનું કામકાજ સમસ્ત પરિષદ મંડળ તથા સ્વાગત પરિષદ મંડળે તથા સ્વાગત મંડળે મળી કરવું.

૧૯. પરિષદ ભરવાનો તથા ચાલુ પરિષદને લગતા કામકાજ માટેનો સઘળો ખર્ચ પરિષદના સ્વાગત મંડળ સમસ્ત પરિષદ મંડળની સલાહથી કરવો, અને તેનો હિસાબ તથા જે કાંઈ વધારો થાય તે સમસ્ત પરિષદ મંડળને સ્વાધીન કરવો.

૨૦. પ્રતિનિધિનું લવાજમ તથા સ્વાગત મંડળ તરફથી જે નાણું મળે તેનો તથા પરિષદના સંબંધમાં તથા તેના હેતુ તથા ઠરાવોને અનુસરી જે કામકાજ કરવામાં આવે તેના તમામ ખર્ચનો હિસાબ સમસ્ત પરિષદ મંડળે રાખવો અને પરિષદની બેઠકમાં રજુ કરી પસાર કરાવવો.

૨૧. પરિષદની તથા પ્રતિનિધિઓની વ્યવસ્થા કરવાનું કામ સ્વાગત મંડળનું છે અને એ બાબતમાં નિયમો ઘડવાની સ્વાગત મંડળને સત્તા છે.

૨૨. સન્માનકારિણી સભાના સર્વાનુમતથી અથવા વધુ મતથી પરિષદનો પ્રમુખ નિમવો.

૨૩. સમસ્ત પરિષદ મંડળ, સ્વાગત મંડળની બેઠકોમાં તથા પરિષદમાં પ્રમુખને એક મત ઉપરાંત કાસ્ટીંગ વોટ આપવાની તેમજ સમસ્ત પરિષદ મંડળમાં બે વધારાના સભ્યો નિમવાની સત્તા છે.

૨૪. પરિષદમાં જે ઠરાવો થાય તેનો તથા પરિષદના હેતુને અનુસરી લોક મત કેળવવામાં તથા કેળવણીના પ્રચાર માટે સાધનો યોજવામાં તથા સમસ્ત જ્ઞાતિનાં કલ્યાણ અર્થે પ્રવૃત્તિ ચાલુ રાખવા માટે ભાષણો આપવા તથા લેખો લખવા તથા એવા બીજા સાર્વજનિક કામો કરવાની સમસ્ત પરિષદ મંડળને સત્તા છે.

# પરિષદના કામકાજને લગતા નિયમો.

૧. પ્રમુખે સ્થાન લીધા પછી પ્રમુખનું ભાષણ થશે અને ત્યારબાદ સમસ્ત પરિષદ મંડળના હેવાલ રજુ કરવામાં આવશે અથવા સમસ્ત પરિષદ મંડળના મંત્રીઓને બોલવું હોય યા ખુલાસો કરવો હોય તો તે કરવામાં આવશે તેમજ સાહનુભૂતીના તથા દિલસોજીના ઠરાવો જે પ્રમુખ તરફથી મુકવામાં આવનાર હોય તેવા ઠરાવો રજુ કરવામાં આવશે.

૨. ઉપલું કામકાજ થયા બાદ સમસ્ત પરિષદ મંડળી ચુંટણી માટે પહેલા દિવસની બેઠક ખલાસ કરવામાં આવશે.

૩. દરેક ગામના પ્રતિનિધિએ પોતપોતાના ગામવાળા પૈકી ૧૦-૧૦ પ્રતિનિધિઓ પરિષદ મંડળના સભાસદ તરીકે ચુંટી કહાડવા.

૪. સમસ્ત પરિષદના પ્રમુખ તરીકે કામકાજ પરિષદનો પ્રમુખ કરશે, અને તેની ગેરહાજરીમાં મંડળીઓએ કામચલાઉ પ્રમુખ નિમવો.

૫. પ્રમુખને તથા સ્વાગત મંડળના પ્રમુખને તથા એઉની ગેરહાજરીમાં કામચલાઉ પ્રમુખને કામકાજ નિયમસર ચલાવવાની તથા પૉઈંટ ઑફ ઑરડર વિગેરે તથા તકરારી વિષયનું નિરાકરણ કરવાની સત્તા છે અને તે જે કહે તથા હુકમ કરે તે પ્રમાણે પરિષદમાં હાજર રહેલા ગૃહસ્થો વર્તવાને બંધાયેલા છે. અને એ પ્રમાણે પ્રમુખના હુકમને જો કોઈ માન નહિં આપશે તો તેને પરિષદની સભામાંથી બહાર કાઢી મુકવાની પ્રમુખને સત્તા છે. તેજ પ્રમાણે સમસ્ત પરિષદ મંડળ સભામાં વ્યવસ્થાપૂર્વક કામ ચલાવવાને સંપૂર્ણ સત્તા પ્રમુખને અથવા કામચલાઉ પ્રમુખને છે.

૬. સમસ્ત પરિષદ મંડળે બીજા દિવસને લગતું કામકાજ તૈયાર કરવું તથા પરિષદમાં જે ઠરાવો લાવવાના હોય તેનું પત્રક તૈયાર કરવું.

૭. સમસ્ત પરિષદ મંડળની પરવાનગી તથા સહાનુભૂતિ શિવાય, સમસ્ત પરિષદ મંડળે નક્કી કરેલા ઠરાવો તથા કામકાજો ઉપરાંત બીજા ઠરાવો પરિષદની બેઠકમાં લાવી શકાશે નહિં.

૮. સમસ્ત પરિષદ મંડળના વિચાર માટે જો કોઈ પણ ઠરાવ પ્રતિનિધિઓ મોકલવા ઇચ્છતા હોય તો એવા ઠરાવોની નકલ દરેક ગામના ચાર ચાર પ્રતિનિધિઓની સહી સમસ્ત પરિષદ મંડળના મંત્રીઓને સમસ્ત પરિષદ મંડળની બેઠક અગાઉ મોકલી આપવી. સમસ્ત પરિષદ મંડળ એવા ઠરાવ ઉપર વિચાર ચલાવશે અને એવા ઠરાવની બાબદમાં સમસ્ત પરિષદ મંડળ શું વિચાર ઉપર આવી છે, તે પરિષદની બીજા દિવસની બેઠક અગાઉ ઠરાવો ઉપર સહી કરનારા પ્રતિનિધિને મંત્રીઓ જણાવશે.

૯. ઠરાવો લાવવા માટે તથા તેને ટેકો આપવા માટેના બોલનારાઓ સમસ્ત પરિષદ મંડળ નક્કી કરશે. તે ઉપરાંત કોઇને ઠરાવની બાબતમાં બોલવું હોય તો પ્રમુખના પરવાનગી લઇ બોલવું. ઠરાવ લાવનારાઓને તથા ટેકો આપનારાને કેટલો વખત બોલવા દેવા તે બાબતની સર્વ સત્તા પ્રમુખને આપવામાં આવે છે અને સર્વ સભ્યોએ પ્રમુખની આજ્ઞા પ્રમાણે વર્તવું.

૧૦. ઠરાવ લાવનારથી ટેકો આપનારનું કામ થઇ શકશે નહિં.

૧૧. પરિષદમાં મૂકવામાં આવેલી કોઇપણ દરખાસ્ત ઉપર સુધારો મૂકવાની પ્રતિનિધિઓને સત્તા છે. અને એવા દરખાસ્ત કાયદેસર તથા નિયમાનુસાર છે કે નહિં તે નું નિરાકરણ પ્રમુખે કર્યા બાદ સુધારા તથા મૂળ દરખાસ્ત ઉપર મત લેવામાં આવશે.

૧૨. પરિષદની બેઠકમાં પ્રમુખ અથવા સ્વાગત મંડળના પ્રમુખની ગેરહાજરીમાં કામ ચલાઉ પ્રમુખ નિમવાની સમસ્ત પરિષદ મંડળને સત્તા છે.

૧૩. પરિષદના બંધારણ તથા નિયમો તથા પરિષદના તથા સમસ્ત મંડળના કામકાજ સંબંધી નિયમોમાં પરિષદને સુધારો કરવાની સત્તા છે.



# જ્ઞાતિભેદ.



( 'ભારત સેવક' માંથી ઉતારો. )

"જ્ઞાતિભેદના પાયાપર હિન્દુ સમાજની ઈમારત
છે એમ મ્હારી સમજ છે. સર વિલીયમ હંટર પોતે
હિંદુસ્થાનના ઇતિહાસમાં એક ઠેકાણે એમ લખે છે કે જ્ઞા
સંસ્થા પ્રચલિત હોવાથી હિંદુસ્થાનમાં દરિદ્રતાનો કાયદો (
**Law** ) ઘડવો પડ્યો નથી. આ વિચાર મ્હને બરોબ
છે. **જ્ઞાતિ સંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે.** જુ
જ્ઞાતિઓ લશ્કરની ટુકડીઓ સમાન છે. સેનાધિપતિ પ્રત્યેક
ઠને ઓળખતો નથી. પણ ત્હેની પાસેથી, ત્હેની ટુકડીન
અધિકારી મારફતે કામ કરાવે છે. તેજ પ્રમાણે જ્ઞાતિભેદન
નથી આપણે સમાજ સુધારણાનું કામ સહેલી રીતે કરી
છીએ અને આપણું ધાર્મિક, વ્યાવહારિક, નૈતિક, રાજ
ગમે તેમ ફેરવી શકીએ છીએ.

જ્ઞાતિયોજના એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે.
ત્હેને ધાર્મિક સ્વરૂપ આપી દેવાયું છે. બીજા દેશોમાં ત્હે
યોગ પૂર્ણપણે ધ્યાનમાં ન આવવાથી તે સંસ્થા સ્થૂલ
અને તેથી ત્યાં ત્હેમાંથી ઝાઝો લાભ થયો નહિ. મ્હારા
આવા હોવાથી જ્ઞાતિભેદને નિર્મૂળ કરવા સંબંધી જે યત
રહ્યો છે, ત્હેની હું વિરુદ્ધ છું."

મહાત્મા ગ